"ગુજરાતી" ના ગ્રાહકોને ભેટ.

# સવિતા—સુંદરી.

૪૫૪૭

# સવીતા-સુંદરી.

(નવળ કહાણી.)

મુંબઈ.

"ગુજરાતી" પ્રેસ.

ઈ. સ. ૧૮૯૧. સં. ૧૯૪૭.

## સવૈયો.

ફળ ધીરજનું પ્રભુ દેય સદા,
તમો સોચ કદા મન નાહિ કરો;
ઘર બહાર જૈ સિદ દુઃખ રડો,
શુભ બોધ કરિ કરિ નીતિ ધરો;
આ વાત તણો શુભ સાર અહી,
ગુણ ગ્રાહક થઈ સઉ હૃદય ભરો;
છે મોદ વધારક ને મનભાવક,
ફૂળકથા સુણી શોક હરો.

૪૬૪૭

# સવીતા-સુંદરી.

## પ્રકરણ ૧ લું.

### આમૂખ.

સાવન સરિત ન રૂકૈ કરૈ, જો જતન કોઉ અતિ;
કૃષ્ણ અહો જિનકો મન તે, ક્યોં રુકહિં અટલગતિ.

[નંદદાસજીની પંચાધ્યાયી.

ષોડશ વર્ષને પહોચેલી કુલીન કુમારી સુંદરી એક દિવસે પાછલા પોહરે પોતાના એકાંત ભુવનમાં ચિંતા કરતી ને નિશ્વાસ નાંખતી બેઠી છે.

સુંદરી એ કોણ છે?

ખેડાના કુલિન બ્રાહ્મણ વિગ્રહાનંદની પુત્રી છે; ને તે હમણા વડોદરામાં પોતાના માતામહને ત્યાં રહી છે.

વિગ્રહાનંદ કેવા બ્રાહ્મણ છે?

વિગ્રહાનંદ એ કુળને ઉંચું પદ આપનારા

પણ ગુણને ઠેસ મારનારા ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ છે.

વડોદરાએ ગાયકવાડની રાજનગરી છે, ત્યાંની કન્યાશાળાને દિવાન મણીભાઇએ, કેળવણીખાતાવાળા હરગોવિંદદાસને સહાયમાં રાખીને, ગાયકવાડ મહારાજ શિયાજીરાવની સંમતિથી અપૂર્વ બનાવી દીધી છે.

સુંદરીએ આ કન્યાશાળામાં બહુ ચિત દઇને અભ્યાસ કીધો છે. તેનો હજી વિવાહ થયો નથી. સુંદરી ભણેલી ગણેલી હોવાથી તેના વિચાર ઘણા સુધરી ગયા છે, તે ઘણી સમજુક છે, પણ વયે પહોચવાથી હવે તે ચિંતામાં પડી છે.

વસંતઋતુનો સમય છે, ને મંદ મંદ પવન આવે છે તેટલું છતાં સુંદરીના પ્રફુલ્લ શતદળ સદશ મોઢાની પ્રભા ક્ષીણ થઇ છે. તેના નેત્રના પક્ષ્માગ્રભાગમાં બેચાર મોતી જેવા અશ્રુબિંદુ જણાય છે. નેત્રમાંથી પડેલા અશ્રુઓ ગાલ અને પગ ઉપર પડીને મેઘમાળાપેરે શોભી રહ્યા છે. ઉજ્વળ ગૌર કાંતિ વિધૂતની પ્રભાપેરે વિકર્ણ, ઝળકી રહી છે. આ વખતે સુંદરી નિચું માથું

કરીને રડતી હતી. એટલામાં તેના કાનપર કોઇ શબ્દ સંભળાયો. સુંદરી ચમકી ઉઠીને બારણા તરફ નજર કરી; તો જણાયું કે તેની માતા ગુણવંતગૌરી તેની તરફ આવે છે. આ જોતાંજ સુંદરીએ આંખો લુછી નાંખીને સોય લઇને શીવવાને મંડી પડી. ગુણવંતગૌરીએ ઓરડામાં પેઠા પછી ચારે તરફ નજર કીધી ને જ્યાં સુંદરી બેઠી હતી ત્યાં ગઇ. સુંદરીએ મોઢું ઉંચું કરીને જોયું નહીં, પણ તે તો જાણે સીવવામાંજ રોકાઇ ગઇ હોય તેમ સીવીજ ગઇ. તેપરથી તેની માતાએ ધાર્યું કે તે સીવવામાંજ રોકાઇ છે. ગુણવંતગૌરી થોડીકવાર તો ચૂપ બેસી રહી, પણ ઘણીવાર થઈ ત્યારે બોલી, “અલિ સુંદરી, આજ કેમ તું મુંગીજ બેસી રહી છે?”

સુંદરી મોઢું ઉંચું કરીને હસી, ને ધાર્યું કે મારા હસવાથી, માતા મારા મનનો ઉદ્વેગ ને ભાવ સમજી શકશે નહીં. પણ તેની આ ચેષ્ટા નિષ્ફળ ગઇ. ગુણવંતગૌરીએ તેના મોઢાપર વિખિન્નતાના ચિહ્ન ખુલ્લા જોયા, એટલે ફરી-

થી પુછ્યું, "આજ તને શું થયું છે?" સુંદરીએ ફરીથી માતા સામું જોઈને હસવાનો પ્રયત્ન કર્યો, પણ આશાનુંરૂપ કૃતકાર્ય કરી શકી નહીં. ઉલટું હસવાની સાથે બંનો આંખોમાંથી દડદડ આંસુઓ પડવા લાગ્યાં. તે જાણે ચાંદની અને મેઘજળ એક સાથેજ પડયા હોય તેમ લાગતું હતું. ગુણવંતગૌરી, સુંદરીને પોતાના પાસામાં દાબીને બોલી, "બેહેન, એમ ચિંતા કરીને શું કરશે? અદૃષ્ટમાં લખેલું કોઈ ફેરવી શકનાર નથી." પણ માતાનું આ સકરૂણ કેહેવું સાંભળીને સુંદરી પૂર્વ પ્રમાણે વધારે વધારે રડવા લાગી.

સુંદરી ઘણી શ્યાણી કન્યા છે. જન્મથીજ તે પોતાના માતામહને ત્યાં રહી છે. એના પિતાને ચાર સ્ત્રીઓ છે, જેમાં એક સ્ત્રીને એક કન્યા ને એક પુત્ર થયો છે, ને એકને માત્ર એક કન્યાજ છે. બાકીની બેને કશું સંતાન થયું નથી. સુંદરીની માતાને માત્ર તેજ એકલી છે. વિશ્રબ્ધાનંદ, સુંદરીના પિતા, જે સ્ત્રીને પુત્ર પુત્રી થયાં છે

તેની સાથે ઘરસંસાર ચલાવે છે, અને બાકીની ત્રણના સરસમાચાર પણ પુછતા નથી કે તેઓ મૂવાં છે કે જીવતાં. વખત વિતતા સુંદરી વિવાહને યોગ્ય થઇ; ત્યારે તેનાં મામાએ કોઈ પાત્ર વર સાથે વિવાહ કરવાને વિશ્રહાનંદને પત્ર લખ્યો, પણ તેઓએ આ પત્રપર કંઇ ધ્યાનજ આપ્યું નહીં. તેઓ તો એમજ સમજતા હતા કે સુદરીને કોઇ સત્પાત્ર કુલીન પતિ સાથે પરણાવવી એ તેના મામાનું આવશ્યક કર્મ છે. વળી સુંદરીની આજીએ (દાદી) પણ પત્ર લખીને વિશ્રહાનંદને જણાવ્યું હતું, અને ત્યારે તેઓએ વરને શોધવા માટે ઘણો પ્રયાશ કીધો; પણ વિશ્રહાનંદને પોતાના કુળસમાન કોઇ યોગ્ય જમાઇ મળી આવ્યો નહીં.

આ પ્રમાણે સુંદરીને માટે પતિની શોધ થાય છે, એવામાં એક યોગ્ય જમાઇ ગુણવંતગૌરીને જડી આવ્યો. આ જમાઇ આશરે બાવીસ વર્ષનો છે. તેનું નામ સવીતાશંકર છે. સુંદરીના મામાના ઘરની પાસે, સવીતાનો બનેવી

નેત્રનું ઔષધ કરવાને માટે બહારગામથી આ-વીને ભાડાના ઘરમાં રહ્યો હતો. તેના બંનો ને-ત્રને પડળ ફરી વળ્યા હતા, ને ઘણા ઘણા ડા-કતરોના ઉપાય કીધા પણ કંઇપણ ટીકકી લાગી નહોતી. સવીતા, ગાયકવાડની કોલેજમાં અભ્યાસ કરતો હતો, તે નિરંતર બનેવીની ખબર લેવાને આવતો હતો. સવીતા ઔદિચ્યસહસ્ત્ર હતો, તે ની વિદ્યા પ્રાપ્તિ અને સ્વરૂપ સુંદરતા, તથા ન-મ્રતા જોઇને ગુણવંતગૌરીએ તેને પોતાનો જમાઇ કરવાનો દ્રઢ ઠરાવ કીધો. સવીતા જાતે ઘણો શાણો હતો, બુધ્ધિશાળી હતો, પણ તેનું કુળ ન્યાત જ્યાતમાં માન્ય નહોતું તેથી તેનો અત્યાર સુધી વિવાહ થયો નહોતો.

જે જે ન્યાતોમાં કુળ શોધવામાં આવે છે તે બીજી બધી વાતમાં કશી પણ તપાસ કરતા નથી— રૂપ, ચાલ, ચાતુરી, વિદ્યા, દ્રવ્ય કશાપર લક્ષ દેવામાં આવતું નથી, માત્ર કુળ કુળવાન હોય ને તે જો અંધ હોય, દુરાચારી હોય, વિદ્યાહિન હોય, દ્રવ્યહિન હોય તોપણ તેને કન્યા આપવામાં

આવે છે. કુલીનના કશાયે દોષ જોવામાં આવતા નથી. જેને ન્યાતે અકુલીન માન્યો હોય તે સર્વ ગુણ સંપન્ન હોય તોપણ તેને કન્યા મળતાં વિલંબ લાગે છે. જેમ તેને કન્યા મળતી નથી તેમ તેના ત્યાંની કન્યા કોઈ લેતું પણ નથી.

સવીતાના કુલીનપણામાં કશી ખાંમી નહોતી, પણ તેના વડવાઓની સાતમી આઠમી પેઢીએ કોઇકને ગાયકવાડ સરકારના નાણા ઉચાપત કરવાના આરોપ માટે શિક્ષા થઇ હતી ને તેથી તેનું કુલીનપણું નિંદિત થયું હતું.

ગુણવંતગૌરીને કુળને માટે જરાપણ સદ્‌ભાવ નહોતો. તેના પિતાએ તેનો વિવાહ ન્યાત્યાચાર પ્રમાણે કુલીનને ત્યાં કીધો હતો, પણ તે બાપડીને સાસરામાં સાસુ સસરા તરફનું કે સ્વામિ તરફનું યત્કિંચિત પણ સુખ મળ્યું નથી. તે પોતાના પિતાને ત્યાં રહીનેજ કાળ નિર્ગમન કરતી હતી. તેની બાલ્યાવસ્થાનો કાળ તો મહા કષ્ટે નિકળ્યો હતો. તેના ધણીએ એક બે ત્રણ ને ચાર સ્ત્રી કીધી હતી, તેમાં એક શિવાય બા-

કીની ત્રણે પોતાના પિતાનેજ ત્યાં નિ-
ર્વાહ કરતી હતી. જ્યારે જ્યારે તેઓમાંથી કોઈ
સ્વામિને ત્યાં જતી હતી ત્યારે ત્યારે તે પિતાને ત્યાંથી
સુપડાથી તે ટોપલા સુધી સર્વે લઇ જતી; તો
પણ કોઇ જાતનું સુખ મળતું નહોતું.

આ સર્વે ભવ વિટંબણાનો પાકો અનુભવ મ-
ળ્યા પછી ગુણવંતગૌરી પોતાની શહાણી પુત્રીનો
વિવાહ કુલીન મૂર્ખ કરતાં અકુલીન સજ્જન ને
વિદ્વાન સાથે કરવાને બહુ ઉત્સુકત હતી.

સવીતાની સજ્જનતા ને વિદ્વતા નિહાળી, તેનું
ચાતુર્ય જોઇને ગુણવંતગૌરીએ નક્કી કીધું કે
આ જમાઈ મળે તો ઘણું યોગ્ય; અને તેથી આ
વાર્તા તેણે પોતાના ભાઈને કીધી. તેના ભાઈનું
નામ ગોકુળરાય હતું. ગોકુળરાયજીને ભગિનીની
વાર્તા પસંદ પડી; ને તેણે સવિતાના કુળની તપાસ
કીધી, તો તેનું કુળ વિશ્રહાનંદના કુળ કરતાં નિચું
જણાયું. આ વાત જાણતાંજ તેનો આનંદ દુઃખરૂપ
થઇ ગયો; કેમકે પસંદ કરેલો જમાઇ વિદ્યા, રૂપ, ચા
તુરી, બુદ્ધિ સર્વમાં શ્રેષ્ટ છે, પણ દુઃખરૂપ એ છે

કે તેનું કુળ નિચું છે, તો વિગ્રહાનંદ તેને પોતાની કન્યાનું દાન શી રીતે આપવા તત્પર થાય? આથી તે વિચાર વમળમાં ગુંચવાઇ ગયો.

હવે ગુણવંતગૌરીએ સવીતાને જે રીતે જોયો છે તેજ રીતે એક દિવસ સુંદરીએ પણ તેને જોયો. એક દિવસે તે પોતાના ઓટલાપર બેઠી છે તેવામાં સવિતા પોતાના બનેવીની ખબર લેવાને આવ્યો. સવીતાને જોતાંજ સુંદરીના નેત્રો પૂર્ણ પ્રકાશથી તેનાપર આકૃષ્ટ-એક તાર થઇ ગયાં. પ્રણવનો* હંમેશાં એજ રીતે પ્રારંભ થાય છે. તપાસ કરીને, સ્વભાવ જોઇને, વિદ્યાની પ્રરિક્ષા કરીને કહો કોનો કોના પ્રત્યે પ્રેમ ઠસે છે? અગ્નિ વાયુનો સ્પર્શ થતાંજ જેમ પ્રજ્વલીત થઈ પૂર્ણ પ્રકાશે છે, કંઇ કાષ્ટમાં રહીને ધુંધવાઇને બળતો નથી, તેમ પ્રેમ દર્શન થતાંજ ઉત્પન્ન થાય છે, ધીરેધીરે પ્રેમ ઉત્પન્ન થયો છે એવું કહો ક્યારે બન્યું છે?

રોગી મનુષ્ય વિશ્રામ લાભની આશાએ જે-

* પ્રેમ.

ટલીવાર પાસુ બદલે છે તેટલી તેની નિદ્રા દૂર જાય છે. એજ પ્રમાણે પ્રેમીજન પ્રેમને જેટલો છુપાવવાનો પ્રયત્ન કરે છે તેટલોજ તે પ્રકાશ પામે છે. થોડા દિવસમાં ગુણવંતગૌરી સુંદરીના મનનો ભાવ જાણી ગઈ. પરંતુ સવીતા, તેના બાપના કુળ કરતાં નિચા કુળનો છે, તેથી સુંદરીનાં તેની સાથે લગ્ન થાય એ અસંભવીત છે એવું મનમાં આવવાથી, તેણીએ પોતાની કન્યાને નાના પ્રકારનો ઉપદેશ દઇને સવીતાની વાત મનમાંથી કહ્ડાવી નાંખવાનો પૂર્ણ પ્રયત્ન કરવા માંડયો. આપરથી તે સુંદરીને ઓટલાપર પણ બેસવા દેતી નહોતી. કદી તેને કામકાજ વગરની બેઠેલી જોતી તો કાંઇને કાંઈપણ કામ સોંપી દેતી હતી. પરંતુ મેઘના જળનો અટકાવ કરવાની કોની શકિત છે? સુંદરી કોઇ વખતે પણ એકલી પડતી કે તે પોતાના મનમાં અનેક પ્રકારના તર્કવિતર્ક કરીને સવીતાને સંભારતી હતી. તે મનમાં બોલતી કે, "હાય હાય! માત્ર કુળને માટેજ આવા ભણેલા ગણેલા સાથે મારાં

માતા પિતા મારાં લગ્ન કરતાં નથી, ને મને કોઈ મૂર્ખ ઢોરને ગળે બાંધશે ? અરે ! જળો એ કુળ ! જ્યાં સ્ત્રીઓના સન્માન નહીં તેને કુલીન કોણ કહે ?" જો તેની માતા ઘડીભર દુર જતી તો તે ઝટપટ સવીતાને જોવાને ઓટલે આવતી ને ઇચ્છતી કે પરમાત્મા મારો સંબંધ એની સાથે કરે તોજ હું કૃત્કૃત્ય થઇશ. સવીતા પોતાના બનેવીને જોવાને નિત્ય આવતો હતો. જોકે પોતાના બનેવીની નેત્રપીડા કંઇક ઓછી થઇ હતી, પણ સવીતા તેથી કંઈ આળસ કરીને નહીં આવતો એમ બનતું નહોતું; પણ તે તો વધારે વધારે આવતો હતો; ને સુંદરીને જોતાં તેના જેવી કન્યા સાથે લગન થાય તો જન્મારો સફળ થયો એવું તેને ક્ષણભર લાગ્યું.

એક દિવસે સવીતાશંકર પોતાના બનેવીને મળવા માટે આવ્યો હતો, તે વેળાએ, તે જ્યાં સુધી પોતાના બનેવીના ઘરમાં હતો ત્યાંસુધી સુંદરી અનિમેષ લોચનથી તેની તરફ જોયા કરતી હતી, ને તે જ્યારે પોતાની કોલેજમાં ગયો

ત્યારે સુંદરી ઘરમાં આવીને દિલગીર થઇને બેઠી. અજ્ઞાતભાવથી તેના નેત્રમાંથી આંસુ પડયાં, પણ તેટલામાં ગુણવંતગૌરી સુંદરીના ઓરડામાં આવી ને તેની આ અવસ્થા જોઇને તે બહુ બહુ પ્રકારે તેનું સાંત્વન કરવા લાગી.

---

# પ્રકરણ બીજું.

## આશાદાન.

ખળ બઢઇ બલ કરિ થકે, કટૈ ન કુબતિ કુઠાર,
આલબાલ ઉર ઝાલરી, ખરી પ્રેમ તરુઠાર.
[ બિહારી સતસૈ.

## કબિત.

દેખતહી મૂરતિ મધુર મનમોહનકી,
નૈનનકે મિલૈ મિલો મન અવદાત હૈ;
આલબાલ ઉર તે પ્રગટ ભયે પ્રેમતરુ,
દિનદિન ઝાલરતુ અતિ સરસાત હૈ;
તાહિ દૂરિ કરબેકો કિતને લખનખગિ,
કુબતિ કુઠાર ગહિ, કીની ઉતપાત હૈ;
કહે કબિ કૃષ્ણ સબૈ, થાકે અતિ બળ કરિ,
નેક ન ઘટત ત્યોં ત્યોં દ્રઢ હોત જાત હૈ.
[કવિ કૃષ્ણ.

વિષ એકવાર મસ્તકમાં ચઢયું તો પછી તેની ચિકિત્સા કરવી વૃથા છે. સુંદરીને કહેલાં ઉપદેશ-વાકય અસાધ્ય રોગમાં જેની ઔષધની અસર થાય તેવાં થઇ પડયાં. સુંદરી તેની માતાની કહેલી સર્વે વાર્તા મન દઇને સાંભળે છે, ને તે પ્રમાણે વર્તવાને મનમાં દ્રઢ પ્રતિજ્ઞા પણ કરે છે, પણ ઘડી પછી સર્વ પ્રતિજ્ઞા વૃથા થઇ જાય છે: તેનું મન તેના હાથમાં નથી. વેહતી નદીને પ-થાન્તર ખોદીને અનાયાસે નવીન માર્ગે લઇ જવામાં આવે તો તે બની શકે, પણ જોસબંધ વેહેતા નદીના પ્રવાહને નિર્માણ કરેલા માર્ગથી પાછો કોઇપણ વાળી શકતો નથી. સુંદરીના મનને પાત્રાન્તરની વાતો કહીને વિમુગ્ધ કરી શકાય તેમ હતું, પણ ગુણવંતગૌરીએ તેમ નહીં કરતાં, તેના મનમાંથી એ વાતજ કાઢી નાંખવાનો પ્રયત્ન કીધો તેથી તે પ્રયત્ન વ્યર્થ ગયો. નદીના પ્રવાહને સુકો કરવાનો જેવો પ્રય-ત્ન નિષ્ફળ જાય તેમ આ વાત થઇ પડી.

ગુણવંતગૌરીએ જોયું કે તેની કન્યાના હૃદય-

માંથી એ વાત કાઢી નાંખવાનો પ્રયત્ન નિષ્ફળ નિવડયો છે, ત્યારે તેણે પોતાના ભાઇને સવીતાશંકરની વાર્તા પુનઃ કરી. સવીતા સર્વાંશે સુપાત્ર છે, પણ તેની સાથે સુંદરીનો વિવાહ કરવાથી વિગ્રહાનંદના કુળને ખાંપણ આવે તેથી ગુણવંતગૌરી વિચારમાં પડી છે. પણ વિગ્રહાનંદના કુળને ગમે તેમ થાય તેમાં ગુણવંતગૌરીને શું સ્નાનસૂતક છે? ગુણવંતગૌરીને પુત્ર નથી કે કુળની ખાંપણથી તેને કંઇ હાનિ થાય. તેમ કુળવંતપણામાં–માત્ર નામના કુળવંતપણામાં પરણવાથી તેનો અવતાર એળે ગયો છે, એટલે તે કુળ કરતાં ગુણને વધારે ચાહે છે. કુળ રહેવાથી તેના શોક પુત્રને આબરૂ મળે, તેથી તેને પોતાને તો કંઇ લાભજ નથી, ને કુળના મિથ્યાભિમાનને લીધે તે પોતાની પુત્રીને કોઇ અંધારા કુવામાં નાંખવાનું ડાહાપણ ધારતી નથી. આ વાત તેણે પોતાના ભાઇને કહી.

ગોકુળરાયજીએ પોતાની બેહેનનો આવો વિચાર જાણીને કહ્યું, "કુલીનના કુળનો નાશ કરવો એ

મહાપાપ છે; ને તેમ કરવાનો પ્રયત્ન કરવો એ ઉચિત કર્મ નથી."

ગુણવંતગૌરીએ કહ્યું; "એમ છે તો ભલે તેમ કરો, કોઇ કુળવંતને મારી પુત્રી પરણાવો; નાંખો કોઇ અંધારા કૂવામાં. પણ જો તમો સર્વે, કોઈ કુળવંત સાથે પણ સુંદરીના વિવાહ સત્વર નહીં કરશો તો પછી હું મારી મરજી પ્રમાણે તેના વિવાહ સવીતાશંકર સાથે કરીશ. હવે હું થોભીશ નહીં. પુત્રી મોટી થઇ છે, તે ચિંતા કરે છે. પુત્રી ને સાપ હવે સાચવવા ભારે છે. હાથી તે દરબારેજ શોભે. હવે સુંદરીને હું કુંવારી જોવાને રાજી નથી."

ગોકુળરાયજીએ કહ્યું, "બ્હેન, જરાક દશબાર દિવસ થોભો, જ્યારે આટલા દિવસ ગયા ત્યારે દશબાર દિવસમાં કંઇ ખાટુંમોળું થતું નથી. હું એક પત્ર લખીને વિપ્રહાનંદને તાકીદથી પુછાવી જોઉં છું."

ગુણવંતગૌરી બોલી, "ભાઇ, તું કહે છે તો ઠીક, હું થોભું છું; પણ યાદ રાખજે કે હું હવે

બારથી વધુ દિવસ થોભીશ નહીં. તમારે પત્ર લખવો હોય તો લખો, ને તાકીદ કરો. આવતી અક્ષયત્રતિયાનો દિવસ રૂડો છે, મંગળકારી છે, તે દિવસે જો તમો સુંદરીના લગન કરશો નહીં તો હું મારી મરજીથી કરીશ. પણ યાદ રાખજો ભાઇ, કે કોઈ બુઢ્ઢાઠચરા મૂર્ખ, પાંચસાત સ્રીવાળા કુળવંતને મારી એકની એક લાડકવાઇ પુત્રીનું કન્યાદાન આપવા કરતાં હું મારી પુત્રી સાથે જળવાસ કરીશ."

ગોકુળરાયજીએ કહ્યું, "બેહેન, તું કહે છે તે ઠીક છે. દશ દિવસ તું જીવને શાંત કરીને બેસ, પછી જેમ ઇશ્વર ઇચ્છા હશે તેમ થશે. હું આજેજ મારા બનેવીને પત્ર લખું છું; ને ધારૂં છું કે દશ દિવસમાં બેશક તે પત્રનો પ્રતિઉત્તર આવશે."

---

## પ્રકરણ ૩ જું.

### કુળ.

#### દોહરા.

વૃથા નેમ તીરથ ધરમ, દાન તપસ્યા આદ્ય;
કોઈ કામ નવ આવશે, જાણો મિથ્યા વાદ્ય.
જગ રિઝવવા ઠાઠ એ, જપતપ પૂજા પાઠ;
સ્રીનું જ્યાં સન્માન નહીં, એ સૌ સુકા કાઠ.

આ વાત આટલેથીજ અટકી. ગોકુળરાયજીએ વિગ્રહાનંદને પત્ર લખ્યો છે, ને તેઓ પ્રતિઉત્તરની વાટ જુએ છે.

હવે આપણી પાસે જેમ સુંદરીના મનમાં, સવીતાના દર્શનથી તેની સાથે લગન થાય તો ઘણું રૂડું એવું આવ્યું હતું, તેજ પ્રમાણે સવીતા શંકરના મનમાં પણ એમ આવ્યું હતું, કે જો આ કન્યા સાથે મારાં લગ્ન થાય તો હું પૂર્ણ ભાગ્યશાળી ગણાઉ. બે ત્રણ દિવસ તો તેને એના એજ વિચાર આવ્યા કીધા, પણ પછી વિચાર કીધો કે સુંદરીને પરણવાની આશા એ બેશક દુરાશા છે. તેનું કુળ કયાં ને મારૂં કુળ કયાં? મારા કુળની ખાંપણને લીધે મારા મોટેરા ત્રણે ભાઇઓ પણ કુંવારા રહ્યા છે, તો તેમને મુકીને મને કોણ કન્યા આપે? પણ કુળ તે શું? જેઓ ભિક્ષા માંગીને પોતાનો સદા નિર્વાહ કરે, ત્રણચાર સ્ત્રીઓ સાથે પરણે, ને તેમાંની એકને પણ સુખ આપે નહીં, ઘરમાં રોજ મારામાર, ગાળાગાળ થાય, પૈસાની લાલચ માટે પરણ-

વામાં આવે; પણ સ્ત્રી, જે પોતાનું અર્ધાંગ છે તેની કંઈપણ તમા રાખવામાં આવે નહીં, સ્ત્રીના માનપાન નહીં, સ્ત્રી તરફ સદ્ભાવના નહીં, તો શું અવિદ્વાન, મૂર્ખ, મૂઢ, ઢોર જેવાઓ કુળવાન—કુલીન, કુળવંત ગણાય ? જે મનુષ્યો અધાર્મિકપણાથી અને મિથ્યા કથનથી ધન મેળવે છે, અને જેઓ સદાસર્વદા પરહિંસામાં, પરદ્રોહમાં મચેલા છે, પરનિંદામાં નિમગ્ન રહે છે, પરઆશાપર નિર્વાહ ચલાવે છે, અને જેઓને બીજા જનસમાજમાંથી દૂર હાંકી કાઢ્યા છે તે સર્વે મારી ન્યાતમાં કુલીન ગણાય છે. પાપકર્મમાં પ્રવૃત્ત થતા જેઓ યત્કિંચિત પણ સંતપ્ત થતા નથી, પ્રતિજ્ઞા પાળવામાં બહુ મોળા હોય છે તેવા આજ ને કાલ અમારા બ્રાહ્મણ વર્ગમાં કુલીન ગણાય છે. ઓ દૈવ ! તેં શો આ અનર્થ કીધો છે કે અમારા આર્યજનોને માટે કુળનું મિથ્યાભિમાન પેસાડી દીધું છે.

આ પ્રમાણે સવીતાશંકર પોતાના મનમાં વિચાર કરતો પડેલો છે, ને તે સુંદરીની સાથે

લગ્ન કેમ થાય તેના વિચારમાં ગુંથાઈ જઇને સોચ કરે છે; તેમાં કુળની વાતનું સ્મરણ થતાં ઘણો સંતાપ કરે છે. થોડી વારે તેના હાથમાં મહીપતરામ કૃત સાસુવહુની લડાઈનું પુસ્તક આવ્યું, તેપરજ વિચાર કરતાં બોલ્યો કે, "આ- પણ કુલીન ઘરની લીલા છે. ઘરમાં સદા કલેશ કંકાશના બી રોપાયલા છે તે કુલીન ! સ્ત્રીઓ જે ઘરની શોભા છે, સ્ત્રીઓ જે ઘરનો શણગાર છે, સ્ત્રીઓ જે ઘરની શ્રીસ્વરૂપ છે, સ્ત્રી અને લક્ષ્મિમાં કંઈ જુદાપણું નથી, તેટલું છતાં અમારા બ્રહ્મ- દેવો સ્ત્રીઓને એક તુચ્છ પ્રાણી તરીકે લેખવે છે; તેનાપર અનેક પ્રકારના સંકટ ગુજારે છે. અરે એટલુજ નહીં, પણ કુલીન જાણીને જે- ઓને કોઇ બીજી જ્ઞાતોમાં એક પણ કન્યા મળવી દોહેલી થઇ પડે છે તેઓને મારી જ્ઞાતમાં ચાર ચાર, પાંચ પાંચ ને આઠ આઠ સ્ત્રીઓ મળે છે. મારી જ્ઞાતની કોઇ પણ સ્ત્રીને હું સુખી જોતો નથી. તેઓ રોજના રડણા રડનારી છે, ને તેથીજ હું ધારૂં છું કે મારી જ્ઞાત બીજા કરતાં

વધારે દુર્બળ છે, વધારે નિસ્તેજ છે. જે ઘરમાં, જે કુટુંબમાં, જે જ્ઞાતમાં, જે નગરમાં સ્ત્રીનું સન્માન નહીં તે ઘર, કુટુંબ, જ્ઞાત કે નગર હંમેશાં દુર્બળ, નિસ્તેજ ને આપત્તિ વેઠનારૂં રહે તેમાં આશ્ચર્ય શું ?"

થોડીવાર વિચાર કરીને વળી સવીતાશંકરે મનને ધૈર્ય આપ્યું; "જો પરમાત્માએ મારી સાથે તેના બેલા બાંધ્યા હશે તો હું ખાત્રીથી માનું છું કે મારાં લગ્ન સુંદરી સાથેજ થશે, પણ જો મારો ને તેનો સંબંધ કર્ત્તાએજ નિર્માણ કીધો નહીં હોય તો પછી મારે વિના પ્રયોજને સોચ શું કામ કરવો ? પણ જોઉં કે હવે શું થાય છે. હાલ તો મારે મારી છેલ્લી પરિક્ષા પસાર કરવાનેજ મચવું જોઇયે."

પછી સવીતા પોતાના બનેવીની ખબર લેવાને ગયો. તેના બનેવીનું ઘર નરસિંહજીની પોળમાં હતું. ત્યાં જતાં કર્ણોપકર્ણ કંઇ એવી ખબર મળી કે ગુણવંતગૌરીની ઇચ્છા સવીતાશંકર સાથે સુંદરીના લગ્ન કરવાની છે, ને તેથી તેની

આશા દુરાશા નથી એમ તુરત લાગ્યું. અગ્નિ પોતાની મેળેજ શાંત પડી જાય તેમ હતું, પણ તેટલામાં તો ગુણવંતગૌરીએ વાયુનું કાર્ય સારીને દિનપ્રતિદિન તે અગ્નિને વિશેષ પ્રજ્જવલીત કીધો. સવીતા, પોતાના બનેવીની ખબર લેવાને પેહેલા એકવાર આવતો હતો, પણ હવે તે બે ત્રણ ને ચારવાર આવવા લાગ્યો. સવીતાની બેહેન તેને આવતો અટકાવવા ચાહતી હતી, પણ તે લજ્જાને લીધે કંઇ બોલી શકી નહીં. સવીતાનો બનેવી આખો દિવસ એકલો પડી રેહેતો હતો, અને નેત્રરોગને લીધે તે કંઇ કામકાજ કરી શકતો નહોતો; તેથી કોઇ તેની પાસે બેસીને વાતચીત કરતું તો તેને ઘણો આનંદ થતો હતો; ને તેથી સવીતા નિત્ય નિત્ય વધારે વધારે આવવા લાગ્યો તેથી તેનો બનેવી પ્રસન્ન થયો ને તેથીજ તેની બેહેન તેનો અટકાવ કરી શકી નહીં. લગ્નની લેહમાં સવીતાનો વિદ્યાભ્યાસ આ રીતે હમણાં તો ઘણોખરો બંધ પડી ગયો. તે કોલેજમાં રહેતો પણ મનમાં એમજ

થયા કરે કે ક્યારેને બનેવીની ખબર લેવા જાઉં; ને બનેવી પાસેથી ઉઠીને થોડીવારે પાછા ઘેર જવું પડશે એવા વિચારથી તે ઘણો ઉદાસ થતો હતો. કોઇ વેળાએ ગુણવંતગૌરી મળતી તો તે સવીતાને કહેતી કે, "તમો ભણો, તમારી આશા પાર પડશે," એમ કહી તેના ઉત્સાહને વધારતી હતી. કોઇ પણ વખતે તેણે એવી વાત તો કાઢીજ નહીં કે સુંદરી સાથે તેના લગ્ન નહીં થઇ શકશે. તે છતાં ગુણવંતગૌરીએ સુંદરીને મોઢે પોતાના મનની વાત નહીં કહી; કેમકે તે જાણતી હતી કે કોણ જાણે શું થાય. પણ ઉલટું તેતો તેને મોઢે એમજ બોલતી હતી કે એ વિવાહ થવો કેવળ અસંભવિત છે; ને તેના મનને નિવૃત કરવાને તે સદા એજ યુકિત કરતી હતી. માતાઓએ પોતાના સંતાનને સમજાવવા ને તેઓનું કાર્ય પાર પાડવાની આ યુકિત રૂડી છે.

ગોકુળરાયજીએ પોતાના બનેવીને પત્ર લખ્યો હતો, તેનો ઉત્તર દશ દિવસમાં ફરી વળ્યો. વિગ્રહાનંદે તેમાં જણાવ્યું હતું કે એક માસનો

વિલંબ કરવો, તેટલામાં કોઇ કુલીન જમાઈને શોધી લાવીને તેઓ સત્વર વડોદરે આવશે. ગોકુળરાયજીએ બનેવીનો પત્ર બેહેનના હાથમાં આપીને તેને એક મહિનો થોભવાને ઘણી સમજાવી. પણ ગુણવંતગવરી જાણતી હતી કે જેમ મારા પિતાએ મારૂં અકલ્યાણ હાથે હોરીને મને ખાડામાં નાંખી છે તેમ મારી પુત્રીના હાલ તેનો પિતા કરશે; તેથી તે ઘણી વિમાસણમાં પડી ગઈ. વળી વાતચિતમાં તેણે સવીતાશંકરને કહ્યું હતું કે દશબાર દિવસમાં તમારી આશા પૂર્ણ થશે, તો હવે તેને શું કહેવું ?

પ્રથમ તેણે સવીતાની બેહેનને ઘણી સમજાવી, પત્રનો મર્મ કહ્યો. પણ આ વાત જાણતા તેની બેહેન ઘણી નિરાશ થઇ ને સુંદરી સાથના પોતાના ભાઇના લગ્નની આશા હવે તો તેને પૂરી દુરાશા સમાન સ્પષ્ટ જણાઇ; ને તેથી તેણે આ વાત પોતાના ભાઇને કહી નહીં.

---

# પ્રકરણ ૪ થું.

## આશા ને નિરાશા.

"ફલક તૂને ઇતના હંસાયા ન થા,
કિ જિસકે બદલ યોં રૂલાને લગા.
[હસન.

સવીતાશંકર હંમેશા જે સમયે પોતાના બનેવીની ખબર લેવાને જતો હતો, તે સમય ચુકાવીને તે આજે સંઝયા સમયે તેને ઘેર ગયો. સુંદરીના પિતાપર જે પત્ર લખ્યો છે તેને દશ દિવસ વિતિ ગયા છે, ને જો આજે તેનો પ્રતિઉત્તર આવ્યો નહીં તો સુંદરી સાથે પોતાના લગ્ન થશે એમ તે ખાત્રીપૂર્વક માનતો હતો. આવા વિચારમાં તે આખો દિવસ ચિંતાતુર રહ્યો હતો, તેથી આજે તે સંઝયાકાળે બેહેનને ઘેર આવ્યો; ને ધાર્યું કે સંઝયાકાળે ત્યાં બે ત્રણ કલાક બેસીને સુંદરીના પિતાના પત્રની ખબર કાઢયા પછી ત્યાંથી જવું.

રસ્તામાં તે વિવાહ-ભગ્નનોજ વિચાર કરતો હતો. તેના મનમાં આ શ્લોકનું સ્મરણ થઇ આવ્યું:

आवन्नविन्ह तेजायां तावद्द्धौ भवेत्पुमान् ।
यन्नबालैः परिवृतं स्मशानमिव तद्गृहम् ॥

"નિશંક, આ સત્ય છે. જ્યાં સુધી સ્ત્રી ઘરમાં નથી ત્યાં સુધી ઘર નિસ્તેજ અને ખાવા ધાય તેવું છે." આવા વિચારમાં ગુંથાયલો તે પોતાના બનેવીના ઘર આગળ આવી પહોચ્યો ને બારણું ઠોક્યું. સવીતાની બેહેને આવીને બારણું ઉઘાડયું, તો જણાયું કે આજે તેની બેહેનનું મોઢું ખીન્ન જણાય છે. પણ આ વખતે સવીતાશંકરનું મન સુંદરીમય હતું એટલે તેના મનમાં બીજા વિચારને રેહેવાને સ્થાન હતું નહીં. તેથી તેના મનમાં, પોતાની બેહેનનું મન કંઇ વિલક્ષણ છે એમ આવ્યુંજ નહીં. તે આગલા દિવસોની માફક પોતાના બનેવી પાસે જઇ બેઠો, ને પૂર્વાપેરે ગુણવંતગૌરી અથવા બીજા કોઇના મોઢાથી શું વૃત્તાંત બન્યો છે તે જાણવાને તે ઉત્કંઠીત થઇ રહ્યો. પણ આજે તેની પાસે આવીને કોઇ સમાચાર કહે તેમ જણાયું નહીં. સવીતાનું મન ઉથલપાથલ થઇ રહ્યું, ને તેથી

તેનો બનેવી જે કંઇ બોલતો હતો તેનો એક પણ શબ્દ તેના કાનમાં પ્રવેશ કરી શકતો નહોતો. તેનો બનેવી એકાદો પ્રશ્ન પુછીને તેના ઉત્તર માટે રાહ જોતો હતો. પણ સવીતાશંકરે વાતજ સાંભળેલી નહીં એટલે તે ઉત્તર શો આપે? ઘણું થતું તો તે માત્ર "હાં, પછી," એમ કેહેતો અને વખતે તો હાની જગ્યાએ ના ને નાની જગ્યાએ 'હા બરાબર છે.' એમ યદ્વા તદ્વા બોલાઇ જતું હતું.

સવીતાશંકરનો બનેવી આ પ્રમાણેનું તેનું ચંચળ-વિકળ મન જોઇને ઘણો આશ્ચર્ય પામ્યો; પણ તે આનું કારણ સારી રીતે જાણતો હતો. પરંતુ મુદ્દાની વાત કહીને સવીતાને દિલગીર કરવો નહીં એવા વિચારથી તે મૌન્ય ધરી રહ્યો પણ જે વાત ચાલતી હતી તે વાત બંધ કરીને તે તુરત તો અબોલ રહ્યો. સાંઝ બરાબર થઇ. સઘળે દિવા બળવા લાગ્યા. અને સવીતા ને તેનો બનેવી જ્યાં બેઠા હતા ત્યાં આવીને એક ચાકરડી દીવો પ્રકટાવી ગઇ. તે પછી તેણે ચારે તરફ નજર કરી તો સૌ ચિંતામાં જ્યાં ત્યાં બેઠા હતા, ને

કોઈ કંઈ બોલતું નહોતું. આવો રાહઘાટ જોઇને સવીતાએ પોતાના બનેવીને કહ્યું કે, "હવે હું તો જાઉ છું."

તેના બનેવીએ કહ્યું, "હાં, ઠીક, વખત પણ ઘણો થઇ ગયો છે, જાઓ ભાઇ." આ વાત સાંભળી સવીતા ઉભો થયો; પણ તેટલામાં તેના બનેવીને કોઇ વાતનું સ્મરણ અકસ્માત થઇ આવ્યું હોય તેમ મોઢું કરીને તે બોલ્યો:

"ભાઇ સવીતાશંકર, અરે તને એક વાત કહેવાની રહી ગઇ છે તે સાંભળતો જા."

બનેવીનું આ બોલવું સાંભળી, સવીતાનું હૃદય વૃક્ષસ્થળમાં એવું તો ઉછળવા લાગ્યું કે તેને એમ શંકા થઇ કે કદાચ તેનો બનેવી તેના ધપકારા સાંભળશે. પછી સવીતા જ્યાં ઉભો હતો ત્યાંજ બેસી ગયો ને બોલ્યો, "બોલો, શું કહો છો?"

બનેવી બોલ્યો, "ભાઇ, તારો વિવાહ સુંદરી સાથે થવાનો હતો તેમાં વિઘ્ન આવ્યું છે, ને તેથી ધારૂં છું કે આ વિવાહ થાય તેમ નથી."

સવીતાએ પુછયું, "એ તમને કોણે કહ્યું?"

તેનો બનેવી બોલ્યો, "સુંદરીની માતા ગુણવંત ગૌરીએ પોતાની એક સગી સાથે આ સમાચાર કહાવ્યા છે. તેની તે સગીએ કહ્યું કે ગુણવંત-ગવરી ઘણા શરમાય છે તેથી આવ્યા નથી, ને મને મોકલી છે."

આ સાંભળતા સવીતા જડવત્ થઇ ગયો; પણ પછી બોલ્યો; "શું, લગ્ન નહીં થાય?"

તેના બનેવીએ કહ્યું, "સુંદરીના પિતાનો પત્ર આવ્યો છે કે તે કોઇ કુલીન વરને લઇને ઘણો જલદી વડોદરે આવશે."

આ સાંભળી સવીતાશંકરમાં ઉઠવાની પણ આય રહી નહીં; છતાં તે જેમ તેમ કરતા બોલ્યો, "આ વાત તો હું પહેલેથીજ જાણતો હતો કે મારા લગ્ન સુંદરી સાથે કદી પણ થશે નહીં તે તો કોઈ કુલીન સાથે થશે! કુલીન લોકો પોતાની કન્યા મને કેમ આપી શકે વારૂં? પણ જ્યારે તેઓ મને પુછતા હતા ત્યારે હું હુંકારો દેતો હતો કે 'ઠીક છે,' બાકી મેં આશા રાખીજ નથી. પણ સુંદરીને કોઈ સુંદર વર મળે તો ઘણું રૂડું!"

સવીતાશંકરનો બનેવી તેના આ બોલવાપર કંઇ બોલ્યો નહીં; તે મુંગોજ રહ્યો. થોડીવાર સવીતા ત્યાં મૌન્ય ધરી બેસી રહ્યો, ને પછી પોતાના બનેવીને કહીને પોતાને ઘેર આવ્યો. તેની તે રાત્રી કેવી વિતિ હશે તે માત્ર અનુમાનથીજ વિચારી લેવું જોઇયે. બીજે દિવસે પ્રભાતમાં ઉઠીને તેણે પોતાના પુસ્તકો ઉઠલાવ્યા, કેમકે હવે પરિક્ષાને ઘણા દહાડા નહોતા; પણ તેનું ચિત પાના પુસ્તકપર ચોંટયું નહીં, તેથી તેણે થોડા દિવસની રજા લઇને પોતાને સ્વગામ નડીયાદ જવાનો વિચાર કીધો. પોતાના ગાંસડા પોટલા બાંધ્યા, ને બપોરના ગાડી આવતા તે રેલવેમાં બેઠો. જ્યાં સુધી વડોદરા દેખાયું ત્યાં સુધી તો તે જેમ તેમ ધૈર્ય ધારી રહ્યો, પણ વડોદરા દ્રષ્ટિથી દૂર થતા તે વસ્ત્રમાં મોઢું છુપાવી અશ્રુપાત કરવા લાગ્યો. તેણે નિશ્વાસથી ઘણી લાંબી હાય મારી, ને માત્ર એકવારની આશાથી તેનું અંગ અડધું નંખાઇ ગયું. તેના મનમાં આવ્યું કે વિદ્યાસંપતિ કરતા આજકાળ તો કુળસંપતિ શ્રેષ્ટ થઇ પડી છે.

# પ્રકરણ ૫ મું.

## નિશ્ચય.

કૈસી આકૃતિસોં દિન જાય.
નિધરક બૈઠી અકેલી ઘરમેં,
રોયં નાહિ અઘાય,
સૂનો ગૃહ, સૂનો જગ સિગરો,
સૂનો દેહલખાય.

[ રાવકૃષ્ણદેવશરણનો પ્રેમ સંદેશો.

આશ્રય વૃક્ષના ભંગ થવાથી આશ્રીત લતાની જેવી દુરાવસ્થા થાય છે, તેવીજ, સવીતાશંકરના વડોદરા છોડવાની વાર્તા જાણવાથી સુંદરીના ચિતની અવસ્થા થઇ પડી છે. જો કે સવીતાશંકર સાથે તેને કદીપણ વાત થઇ નથી, તોપણ તેના જવાથી તેનું હૃદયસુન્ય, ગૃહસુન્ય, ને આ સઘળો સંસાર પણ સુન્યવત્ તેને જણાવા લાગ્યો. તે ભણેલી ગણેલી ને ડાહી હતી, તે જાણતી હતી કે ન્યાત્યાચાર પ્રમાણે તેનો પિતા તેને કોઇ કેહેવાતા કુલીન સાથે પરણાવશે, ને ત્યાં તેને નિરંતર દુઃખમાં દહાડા કાઢવા પડશે. તે જાણતી

હતી કે તેની ન્યાતના ઘણા ખરા અક્ષરસુન્ય છે, ને મૂર્ખના પણ મૂર્ખ છે. તે જાણતી હતી કે સવીતાશંકર જેવા રૂપ ગુણ વિદ્યારત્ન તેની ન્યાતમાં વિરલા છે; ને જો કે તેની માતા ગુણવંતગવરીએ તેને કદી પણ એમ કહ્યું નહોતું કે તેનો વિવાહ સવીતાશંકર સાથે થશે, તોપણ તે જાણતી હતી કે તેની માતા, સ્વાત્મદુઃખાનુભવી છે તેથી તેનો વિવાહ યોગ્ય સત્પાત્ર વિદ્વાન સાથે કરવાને ચુકશે નહીં, ને સવીતાશંકર જેવો સત્પાત્ર ને વિદ્વાન બીજો ન્યાતમાં હમણા નથી તેથી વિશ્વાસ હતો કે આવા ઉત્તમને મુકીને તે કોઇ બીજાને પરણાવશે નહીં. પણ હવે તેના વિશ્વાસનું મૂળચ્છેદ થઇ ગયું છે. તે ઘણી ચિંતાતુર થઇ છે. પણ તે પોતાનો મનોભાવ બનતા સુધી છુપાવવાને ઘણું મથન કરતી હતી; છતાં તે કોઇપણ પ્રકારે પોતાનું કૃત્કાર્ય સિદ્ધ કરી શકી નહીં. તેના મનમાં આવ્યું કે આવા યોગ્યને પાને પડી હોઉં તોજ જન્મારો સફળ થશે એવું દ્રઢ ઠરયું હતું, તેથી સવીતાને જોવાને તે જેમ પહેલા

ઓટલે જઈને બેસતી હતી તેમ પાછી બેસવા લાગી ખરી, પણ તેના બનેવીના ઘરમાં તે ભ્રમથી પણ જતી નહોતી. તે મનમાં પ્રભુની પ્રાર્થના કરતી હતી કે કોઇપણ પ્રકારે તેના લગ્ન સત્પાત્ર વિદ્વાન સાથે તેની માતા કરે. પણ તેના મોઢાની લાલાસ બે ત્રણ દિવસમાં ઉડી ગઇ, તેનું હસવું ઝટપટ ચાલ્યું ગયું, ને ત્રણ ચાર દિવસમાં તો તેનું વર્ણ મલન થઇ ગયું ને શરીર સુકાઇ ગયું. તેના પિતાએ લખ્યું હતું કે તેઓ એક મહિનાની અંદર યોગ્ય કુલીન ને સત્પાત્ર જમાઇને લઇને વડોદરે આવી પહોચશે, પણ આજ વાત કરતા પાંચ માસ વિતિ ગયા, પણ તેઓએ પાછો પત્ર લખ્યો નહીં, તેમ કશા સમાચાર પણ કહાવ્યા નહીં. ગુણવંતગવરીને પણ ઘણી ચિંતા થઈ હતી, પણ તે બાપડી શું કરે? તેના મનમાં તો ઘણુંએ હતું કે પુત્રીને યોગ્ય પતિ આપું, પણ જો તે કંઇ લાંબી ટુંકી કરે, ન્યાતિચાલથી વિરૂદ્ધ વર્તે તો ન્યાતવાળા ઘણા હેરાન કરે, ને તે ભયને લીધે તે પણ મૂઢ બની ગઇ હતી.

સુંદરીના મોઢા કરતા તેનું મોઢું વધારે નિસ્તેજ થઇ ગયું હતું, ને કન્યાના દુઃખથી તેનું દુઃખ અધિક હતું. સુંદરીને કૃશાંગી જોઇને ગુણવંતગવરીને વધારે ચિંતા થઇ હતી. સવિતાશંકરને વડોદરેથી જવા દીધો તેને લીધે તેનું હૃદય આત્મગ્લાનિથી વધારે સંતાપ કરતું હતું. કેટલીકવાર તેણે સવિતાને પત્ર લખવાનો વિચાર કીધો, હાથમાં કાગળ કલમ લીધા, પણ પાછી ઉદાસ થઇને, વિચાર કરીને જેમની તેમ બેસતી હતી. જેને એકવાર નિરાશ મુખડે જવા દીધો તેને પાછું કીયે મોઢે બોલાઉં? પણ આ પ્રમાણે જ્યારે ચાર ને પાંચ મહીના વિતિ ગયા ત્યારે તે ધૈર્ય ધરી શકી નહીં.

આ રીતે મા દિકરી સંતાપમાં પડી ગયાં છે. સુંદરી તો ઈશ્વરપરજ વિશ્વાસ રાખીને બેઠી છે. તે હમણા સુકાઇને ઘણી કૃશ થઇ ગઇ છે. આજે આશ્વિનપૂર્ણિમાનો દિન છે. તે એકાંત ભુવનમાં બેઠી છે, ને નિશ્વાસ નાખ્યા કરે છે. તેના નેત્રમાંથી ડળક ડળક અશ્રુ પડે છે. તે મન

સાથે, આંખમાંના અશ્રુ લુંછીને બોલી, "રે! રે! મારા પિતા તો મારા સદાના શત્રુ છે, પણ મારી માતા પણ આજ તો મારી શત્રુ થઇ બેઠી છે. તે પણ કુલવાનને પસંદ કરે છે. તે મારો તો કશો પણ વિચાર કરતીજ નથી. રે કુળ, તારી વિશુદ્ધિજ ક્યાં છે? તારૂં તેજસ્વીપણું ક્યાં છે? ઓ ઇશ્વર! તું સહાય થા, હું તો તારે શરણે છું.

### પદ–રાગ સોરઠ.*

કમળા ઉર ધરિ બાહુ પસારી,
કનકકુંડલ કાનનમે ધારી;
લલિત કલિત વનમાળા પેહેરી,
જય દુઃખહારિ દેવ હરી.

જયજય દિનમણી તેજ પ્રકાશક,
જયજયજયજય ભવભય નાશક;
મુનિમન માનસ જલજ વિહારી,
જય હરિ ગરૂડાસન મુરારી.

જય કાલિ વિષધર બળગંજન,
જય પ્રભુ વ્રજ જુવતી મનરંજન;
જદુકુળકમળ સુરદગ ખંજન,
જય જય હરિ કેશવ ભવભંજન.

---

* જયદેવકૃત ગીતગોવિંદની અષ્ટપદીનું ભાષાંતર.

જયજય સુરમધુ નરક વિદારક,
પન્નગપતિ ગામી જગતારક;
જયજય સુરકુળ સુખ વિસ્તારક,
જય હરિ દેવ ભક્ત ભયહારક.
જયજય અમળ કમળ દળ લોચન,
જયજય ભવપતિ ભવદવમોચન;
જય ત્રિભુવનપતિ વ્રજત્રિય નાયક,
જયજય હરિ અઘ દુઃખ નસાયક.
જયજય જનકસુતાના ભૂષણ,
રણ જીત્યા ત્રિશિરા ખર દુષણ;
જયજય શ્રીહરિ રાવણ નાશક,
જયજયજય હરિ વિઘ્ન વિનાશક.
જયજય નવળ શ્યામવપુ સુંદર,
જય કુમુઠપૃષ્ઠ ગીરિધર મંદર;
શ્રીમુખ શશીરત રાસ વિહારી,
દીનાનાથપે જાઉ બળહારી.
સદા છીએ તુજપંકજ દાસ,
પુરો નિજ ભક્તજનની આશા;
નિત નિત કરો ભક્ત દુઃખ નાશ,
ધર્યો તુજ ચરણનો વિશ્વાસ.
શ્રી જયદેવ રચિત મન ભાવ્યું,
મંગળ ઉજ્વળ ગીત સુહાવ્યું;

મદનમૂર્તિ જે મનમાં રમી
તેને નવ રેહેશે કંઇ કમી.

દોહરા.

વિઘ્ન વિદારક એ પ્રભુ, લો અનાથ સંભાળ;
માતપિતા વેરી હવા, ગણે ન નિજનું બાળ;
આવિ છું તારે આશરે, છે' નવ દેતા નાથ;
ભક્તવછળ પ્રભુ રાખજે બાંહે ગ્રહ્યાની લાજ.

આ પ્રમાણે પ્રભૂપ્રાર્થનાએ સોચંતિને વિલપંતિ તે વિચારમાં પડી ગઇ છે, એટલામાં તેની માતા તેની પાસે કંઇ કાર્યસર આવી પહોચી. વાતચિતમાં તેની મા સમજી ગઇ, ને તેથી દ્રઢ ઠરાવ કીધો કે ભલેને, ગમે તેમ થાઓ લગ્ન કરીશ, કારણ હવે હું મારી પુત્રીનું દુઃખ જોઇ શકતી નથી. તેણે ઘરમાં જઇને સવીતાને એક પત્ર લખ્યો, ને તેમાં જણાવ્યું કે, તમારી સાથે સુંદરીના લગ્ન કરવાનો નિશ્ચય કીધો છે, હવે માત્ર તેના આવવાનીજ વાર છે. હવે કદાચ સુંદરીનો પિતા રતિપતિ જેવો કાંતિવાન્, બૃહસ્પતિ જેવો બુદ્ધિમાન્, કુળમાં કુલીનોનો અગ્રાગણ્ય વર લઇ આવશે તોપપણ હું કદીપણ તેને સુંદરી આપીશ નહીં, પણ

હવે સવિતા ને સુંદરીનોજ હાથેવાળો મળશે. કદાચ ન્યાતવાળા આ બાબતમાં મને ને તમને પુછવાના તો નથીજ, પણ પુછે તો જે ભવિષ્ય હશે તે થશે, પણ આ વાર્તાનો મેં દ્રઢ ઠરાવ કીધો છે."

ગુણવંતગૌરીએ મનમાં એમજ વિચાર કીધો કે તે પોતાની એકનીએક પુત્રી, ભણેલી ગણેલીને સંસારમાં સુખી કરી શકે નહીં, તો પછી તેના જીવવાનું ફળ શું? કુલીનપણાના સંબંધને લીધે, તે પોતે, પોતાના સ્વામિના સંબંધમાં, છતે ધણીએ વૈધવ્ય અવસ્થાનુંજ દુઃખ ભોગવતી હતી, તો શું તે આ પ્રમાણે પોતાની વહાલી દીકરીને પણ તેની સકુમાર અવસ્થામાં આવાજ દુઃખની ભોકતા કરશે? નહીંજ.

કુલની વાર્તામાં વાસ્તવિક રીતે જોતાં આપણું આર્ય ગૃહરાજ્ય બહુ અસ્તાવસ્તા થઇ ગયું છે. બ્રાહ્મણોમાં કુળ તો પેહેલું ને પહેલું, પછી બીજા ગુણ જોવામાં આવે છે. કુલીન મૂર્ખ હોય તે પેહેલો પુજાય છે, કેહેવાતો અકુલીન સત્કાર પાત્ર

હોય તોપણ તેનું લેખુંજ નહીં. આથી ઘણી ન્યાતોમાં–બ્રાહ્મણ વાણીયા સર્વમાં–કુળને કન્યા પરણાવાથી સ્ત્રીઓની અવસ્થા ઘણી દુર્બળ જણાય છે.

માતાપિતાનું કર્તવ્ય એજ છે કે પોતાના દિકરાદિકરીઓને સુખ મળે તેમ કરવું. પણ આવું કેટલા સમજે છે? સંતાનોનું સંસાર સુખ એ શું છે તે ઘણા થોડા સમજે છે. લહાવો લેવો, ને તેને માટે જ્યાં ગમે ત્યાં બાળકોને ફેંકવામાં આવે છે. દશ વરસના છોકરા સાથે પંદર વરસની છોકરી, મૂર્ખ વર સાથે ભણેલી ગણેલી ડાહી વહુ, રૂડા સાથે ભુંડી ને ભુંડા સાથે રૂડી, રૂપવાન સાથે કુરૂપડી ને એબીએબ સાથે બત્રીશલક્ષણિપુરાના વિવાહ કેટલા બધા થાય છે–તેનો વિચાર કરતા કમકમાટ છુટે છે. આવા ઘણા જોડા છે–ને ઘણા કહે પણ છે કે કાગડો દહીંથરૂં લઇ ગયો, પણ ઘડી પછી તે વિચાર નિઃસત્વ થાય છે. જાણે વિચાર સુન્યજ હોય.

ગુણવંતગૌરી પોતાની પુત્રીના કલ્યાણ માટે ઘણી કાળજી રાખનારી હતી, ને તેના મનમાં કુળા-

ભિમાન કરતા સુખાભિમાન ને ગુણાભિમાન વધારે હતું ને તે સત્ય અભિમાન,નહીં કે ટાપટીપીયું. તેથી તેણે સવીતા જેવા ભણેલા ગણેલા સાથે પોતાની પુત્રીનો વિવાહ કરવો યોગ્ય ધાર્યો, ને તે માટે કેટલાક વિદ્વાનોની છુપી સલાહ લીધી. કેટલાક સમજુક ન્યાતિલાની પણ સલાહ લીધી, પણ આ વાત તેણે ઘણી ગુપ્ત રાખી. કેમકે ન્યાતમાં ચગોવગો થાય તો તેની ધારણા પાર પડે નહીં; અને તેથી આ વાતથી પોતાની પુત્રીને પણ અણજાણ રાખી.

---

## પ્રકરણ ૬ ઠું.

### કુલીન જમાઈ.

મર્કટ બદન ભયંકર દેહી,
દેખત હ્રદય ક્રોધ ભાતેહી;
દેખિ શિવહિસુરતિય મુસકાહીં,
બરલાયક દુલહિન જગ નાહીં."

[માનસરામાયણ.

જે દિવસે ગુણવંતગૌરીએ સવીતાશંકરને પત્ર

લખ્યો, તેને બીજે દહાડે વિગ્રહાનંદભટ્ટજી મહારાજ, પોતાના ગામની પડોસમાં આવેલા ગામમાં ગયા. ત્યાં તપાસ કરી તો વિપ્રસંતોષીરામ નામના ભારદ્વાજ ગોત્રના એક કુલીન બ્રાહ્મણ તેઓને જમાઇ કરવાને યોગ્ય જણાયા. તેમની સાથે વિવાહનું નક્કી કરીને દિવાળી ઉતરતા ત્રીજે દિવસે વિગ્રહાનંદ, પોતાને સાસરે આવ્યા. વિપ્રસંતોષીરામ પણ સાથેજ હતા. તેઓનું સ્વરૂપ જોવાજોગ હતું. ગોળમટોળ માટલા જેવું માથું હતું, ખાવાપીવાનું નહીં હોવાથી શરીર સોરાઇ સુકાઇ ગયું હતું. રંગે તેમના આગળ ભેસની મેસ પણ પાછી હઠે. માથાના વાળ પાકી ગયા હતા, ને મોઢામાં દાંત તો માત્ર ગણુત્રીનાજ રહ્યા હતા. પગના ટેટામાં અનેક પ્રકારના ગાંઠાગડફા બાઝેલા હતા. મોઢાપર સીલીના વાણુનો પાર નહોતો. આખા શરીરપર રીંછની પેઠે વાળ ઉગેલા હતા. હબસીભાઈપેરે કાળા છતાં મોઢામાં પાનનો કુચો દોઢ શેર દાબતા તેથી હોઠ લાલ જણાતા હતા. નાકના નસકોરામાં તપખીર ગડબવાથી

નસકોરા એવા તો પહોળા થઇ ગયા હતા કે તેમાં સવાશેર તપખીરનો હીસાબ લાગે નહીં; ને તપખીરના સડકા લેવાથી પેલી કેહેતી પ્રમાણે 'સુંધે તેના લુંગડા' પણ તપખીરીયા રંગના થઇ ગયા હતા. એકાદો ચપટો તપખીરનો ભરતા તે વેળાનો તેમના મોઢાનો ઘાટ જોવા જેવો થતો હતો. નાકમાંથી પાણી તો ટપકતું જારીજ હતું, ને મોઢામાંથી લાલ ગળે તે તો જૂદીજ. ઉમ્મર તો ઝાઝી નહોતી, પચાસપંચાવનને પહોચી ગયા હતા!! આવા કાંતિવાન્ છતાં તેઓ કુલીન હતા. તેમના દાદાના દાદાએ સોમયાગ કીધો હતો, ને ખંડેરાવના બાપ શિયાજીરાવના વખતમાં તેઓ સાત બાબાસાઇએ ગામનું શાસ્ત્રીપણું કરતા હતા, ને પચાસ વરશપર એમના એકાદા વડવાને જ્યોતિષશાસ્ત્ર સારૂં જાણુવાને માટે વરસદહાડે બાબાસાઈ ૬૦નું વરસાસન શરૂ થયું હતું. આજે તો તેમાં બાર ભાગ પડી ગયા હતા. વળી વિપ્રસંતોષીરામના પરદાદા ઔદિચ્ય જ્ઞાતના પટેલ હતા ને ન્યાતમાં કરતા કારવતા પણ ગણાતા હતા; અને તેથી

આજ વરસો થયા તેમની પ્રતિષ્ટા ન્યાત જમા-
તમાં ઘણી ગણાતી આવી છે. ન્યાતમાં તેમના
વગર પાટલો ફરે નહીં તેમ ગાયકવાડ સરકાર-
માં જયારે શાસ્ત્રી પંડિતોની સભા ભરાતી ત્યારે
તેઓને નિમંત્રણ આવતું હતું. જોકે એ પોતે
તો બ્રહ્મઅક્ષર પણ જાણતા નહી, ને માહદેવની
રૂદ્રિ કરતા તો ભટ્ટજી મહારાજ જાણતા કે તેઓ
જજમાનનું કેટલું કલ્યાણ કરી નાંખે છે, ને યજમાન
જાણતો કે આપણા વિઘ્નસંકટ ગયા, બાકી પાના
ઉઠલાવી જાય તેજ, એક શ્લોક પણ પૂરો પા-
ધરો વાંચતા આવડતો હોય તો—બીજા કોના સમ
ખાઇયે—એમના પોતાના બાપનાજ સમ !

જયારે ગોકુળરાયજીયે પોતાના બનેવીને બીજો
કાગળ લખ્યો તે પછી વિચહાનંદે આસપાસના
માણસોથી ખબર કઢાવી તો, કેટલેક દિવસે,
જાણે મસાળ લઇને ઢુંડી કાઢયા હોય તેમ ખરે
બપોરે આ વરરાજા કયાં પડેલા હતા તે જણાયા.
તેમને વિવાહને માટે સમજાવતા સમજાવતા ઘણી
મેહેનત પડી હતી, ને તેમ કરતા વિચહાનંદને

પ્રથમ પાંચ દશ રૂપયાનો ખરચ પણ થઈ ચુકયો હતો. પોતાના કુળ સમાન માત્ર આજ વરરાજા છે એમ જણાવાથી વિગ્રહાનંદ ઘણા સંતોષ પામ્યા હતા. વિપ્રસંતોષીરામે આટલી ઉમરમાં અગિયાર કન્યા સાથે લગન કીધા હતા, અર્થાત્ તે સર્વેનું કુમારીકાનું કલંક કાઢયું છે, બાકી કોઇને પણ એક દિવસ સુખ આપ્યું નથી. તેમના ઘરમાં તો હાંલ્લેહાંલ્લા લડે, ને ભિક્ષાથી કંઈ આવે તેપરજ ગુજારો કરે તેમ હતું, પણ તોર તો નવલખીનો હતો. તેઓ જો હમણા સુંદરીને પરણે તો બારમી કન્યાનો ઓધ્ધાર થાય તેમ હતું !

જ્યારે વિપ્રસંતોષીરામ સાથે વિવાહની વાત કરવામાં આવી, ત્યારે પ્રથમ તો તેઓ છાપરે ચઢીને બેઠા. પછી વાત પેહેરામણીપર આવી. અને તે સાથે આ પણ જણાવ્યું કે તમારી દિકરીના ભરણપોષણનો બંદોબસ્ત તમારેજ કરવો પડશે. વિગ્રહાનંદે કહ્યું, “તમારી ઇચ્છાની બહાર હું નથી, તમો ખરેખર કુલીન છો, ને તમારા જેવા જમાઇ મને ત્રિભુવનમાંથી પણ

મળનાર નથી, તમો ચિરંજીવ રહો. તમારા જેવા સુબુદ્ધિ, સજ્જન, કુલીન, વિદ્વાન મનુષ્ય આજ કાળ મલવા કઠીણુ છે. તમોએ જે જે કંઇ કહ્યું, તે મારે કબૂલ છે, મંજુર છે. મારી પુત્રીના ભરણપોષણનો હું બંદોબસ્ત કરીશ, તે બાબતમાં જોઇતો હોવ તો સ્ટામ્પનો કાગળ લાવી દસ્તાવેજ કરી આપું. તે મારી પુત્રી જન્મથીજ પોતાને મોસાલ રહે છે, ને તેના મામા તેનું પોષણ કરે છે. લગ્ન થયા પછી પણ તે પોતાના મામાને ત્યાં રહેશે, તેની તમો કશી ચિંતા કરો નહીં. અને પેહેરામણી મારી શક્તિ મુજબ આપીશ, તેમાં તમો બોલશો નહીં."

વિપ્રસંતોષીરામે કહ્યું, "પેહેરામણીનું પેહેલે નક્કી થવું જોઇએ. જેટલી કન્યાની ઉમર વધારે હશે તે પ્રમાણે પેહેરામણીનું પણ વધારે આપવું પડશે. એ વાતથી તમો કંઇ અણુજાણુ હશો નહીં. તમો પણ કુલીન છો, પૈસા કેમ લીધા છે તે જાણો છો. તમારી કન્યાની ઉમર કેટલી છે વારૂં ?"

વિગ્રહાનંદે કહ્યું, "કંઈ ઘણી નથી, પંદર સોળ વરશ હશે!"

"અહોહો! પંદર સોળ! એ તો ઘણા થયા. તમારી કન્યામાં કંઇ ખોડ હશે તેથી કોણ સંઘરે? વિગ્રહાનંદજી, એ વાત હવે તો માંડીજ વાળો. એવી ડોસી જોવીને હું મારે ગળે બાંધવા રાજી નથી. તમો કોઇ શોધી લો. એ કોંટ હું કયાં ગળે બાંધું," વિઘ્નસંતોષીરામે છાપરે ચઢી કહ્યું.

વિગ્રહાનંદે કહ્યું, "નહીં મહારાજ, તમો એમ બોલો નહીં. મારી શક્તિ પ્રમાણે હું પેહેરામણી આપીશ. પણ મારી અવસ્થા તરફ નજર કરીને કહો કે કેટલા રૂપીયા પેહેરામણીમાં રોકડા આપવા."

વિઘ્નસંતોષીરામે પેહેરામણીથી લલચાઇને કહ્યું, "જુઓ, વિગ્રહાનંદજી, કુલીન જમાઇ કંઇ શોધ્યા સટાસટ મળતા નથી. હવે તમો આવ્યા છો તો મોહું છંદાતું નથી, ને તેથીજ હા પાડું છું. તમો સમજુછો, ને હું પણ કુલીન છું, તે વગર કંઇ મારે આ આ અગિયાર અગિયાર લોંઢીયો

પાણી ભરવાને હલણા દલવા આવે ? વાતમાં કંઈ વિસાત નથી, મને ત્રણસો રૂપયા શેકડા આપશો ને બાકીનો સામાન આપશો તો બસ ! જે આપણી ન્યાતનો ચાલ છે તેજ હું માંગું છું, ને તે મળશે તો પછી મને કશો વાંધો નથી. હું કંઇ વધારે માંગતો નથી. મારી પેહેલી ધણીયાણી, મૂર્ખારામની દિકરી સાથે લગ્ન થયા ત્યારે તો દાયજામાં આઠસો લીધા હતા, આ છેલ્લી આવી ત્યારે પણ પાંચસો શેકડા ને બસોનો માલ આપ્યો હતો; આ તો હમણા તો તમારી અવસ્થા જોઇને કમમાં કમ કહ્યું છે

વિગ્રહાનંદે તેને ઘણો સમજાવીને બસો શેકડા ને સોનો માલ આપવાનો ઠરાવ્યો; તે પછી તેઓને ઘેરથી જાન લેઈને આવવાને કહ્યુ. જાનમાંતો ત્રણ જણ હતા એટલે તુરત સૌને સાથે લઇને વડોદરે આવ્યા. કાર્તિક સુદ ૧૨ ના શુભલગ્ન ઠરાવ્યા હતા. વિપ્રસંતોષીરામ રેલ ગાડીમાં બેસતાંજ વિચાર કરવા લાગ્યા કે મારે સાસરે જતાં આજે તો ઘણે દિવસે કંસારના થશે;

સારૂં સન્માન થશે, ને મને જોતાંજ સાસુજી રાજી રાજી થઈ જશે. પણ આ આશા કેટલી ફલીભૂત થઈ તે જોવાનું છે.

---

## પ્રકરણ ૭ મું.

### સોચના.

વહ સુંદર રૂપ વિલોકી સખી,
મન હાથ તે મેરો ભગ્યો સો ભગ્યો;
ચિત્ત માધુરી મૂરતિ દેખતહી,
હરિચંદ જૂ જાય પગ્યો સો પગ્યો;
મોહિ ઔરનસો કછુ કામ નહીં,
અબ તો જો કલંક લગ્યો સો લગ્યો;
રંગ દૂસરો ઔર ચઢૈગો નહી,
અલિ સાંવરો રંગ રગ્યો સો રગ્યો.

[પ્રેમમાધુરી.

વિગ્રહાનંદ જમાઇરાજને તેડીને આવ્યા તે ખબર સુંદરીને તેની સખી મોતીગવરીએ આપી. આ સમાચાર જાણુતાંજ સુંદરીના હોંસ કોશ ઉડી ગયા; કેમકે તે માનતી હતી કે તે-ના પિતાએ જે મંગળમૂર્તિ પસંદ કરી

હશે તે તેના સંસારને દુઃખ દાવાનળ સમાન કરવાને બસ થશે. જેવા તેના પિતા ઘરમાં આવ્યા તેવીજ તે પડશાળમાં આવીને પોતાના પિતા, જેના દર્શન જન્મ પછી બીજીવાર આજેજ થયા તેના, અને પોતાના ભવિષ્યના પતિના દર્શન કીધાં કે તે એકદમ બાવરી બની ગઈ. તે તુરત પોતાના ઓરડામાં એકાંતે ગઇ ને એકદમ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી, તેટલામાં તેની સખી મોતીગવરી પણ આવી પહોચી. તેણે સુંદરીને સોડમાં લઈ શાંતિ આપવા માંડી, પણ સુંદરીનું હ્રદય ભરાઈ આવ્યું હતું, અને તેણે પોતાની માતાનું દુઃખ જોયું છે એટલે તે જરા પણ ધૈર્ય ધરી રહી નહીં. તે બોલી, " બેહેન મોતી, તું શું મને હવે ધૈર્ય આપે છે? આ મારો મનખો તો હવે એળે ગયોજ સમજજે. મારા પિતા, કોણ જાણે મારા કીયા જન્મના શત્રુ છે, તે આજે મને દુઃખ દાવાનળમાં હડસેલી પાડીને કૃતકૃત્ય થવા ઇચ્છે છે. રે હું મરી ગઇ હોત તો પણ વધારે સારૂં થાત. મારૂં ભણ્યું ગણ્યું

સર્વે અવસ્થા ગયુંજ તે હવે હું સારી રીતે સમજું છું. મારા દુઃખનો કશો પણ આરો આવે તેમ નથી."

મોતીગવરીએ કહ્યું, "પણ આમ શોક કરવાથી કંઇ આવેલું સંકટ જવાનું છે. તેનો ઉપાય કરવો જોઇએ. ધીરજ એ સઉથી મોટી વસ્તું છે. ધૈર્ય ધર ને ઉપાય કર."

સુંદરી બોલી, "શું ઉપાય કરૂં ? હું જાણું છું કે મારી જ્ઞાતમાં સવીતા જેવા સારા ભણ્યા ગણ્યા ઘણાજ થોડા છે, ને તેની સાથે મારા લગ્ન થયા હોય તોજ હું સુખ પામું તેમ છે. પણ ઓ પ્રભુ! ઓ નોધારાનાઆધાર, કરુણાસાગર, દયાસિંધુ, તું આ વેળા મારી કંઇ સહાય કરશે નહીં ? જો તેં મને આટલે સુધી જ્ઞાન આપ્યું નહોત, ભણાવી નહોત, જો તેં મને જ્ઞાનચક્ષુ આપ્યા ન હોત, જો તેં મને આંધલીજ રાખી હોત તો બેશક હું મારૂં જીવન આ મારી બીજી બેહેનો પેરે ગમે તેમ ગાળત, પણ તેં મને સમજણુ આપી, સારા નરસાની પરીક્ષા કરવાની શક્તિ આપી,

અને પછી આવી રીતે આજે મને મરણુ શરણુ કરતા પણુ વધારે ભુંડો જે સંસાર તેમાં નાંખવા તૈયાર થયો છે શું? રે પ્રભુ, સહાય કર, ને તારે આધારે આવેલી બાળકીને તાર."

મોતીગવરી બોલી, "બેશક તે તારશે. બે-શક તે તને બચાવશે."

બેશક ઇશ્વરેજ તેવો બચાવ કીધો, અને ઇશ્વરજ તેને સહાય થયો.

સુંદરીનો કરુણસ્વર સાંભળીને મોતી પણુ રડવા લાગી. તેના દુઃખનો વિચાર આવતાંજ તેનું મન પણુ છિન્નભિન્ન થઈ ગયું. તે રડ-તાં રડતાં બોલી, "બેહેની, તું રડે છે શું કામ? ચાલ આપણે કંઇ કરીયે, ને આ મોતમાંથી તને ઉગારીએ."

એટલામાં ગુણુવંતગૌરી નિરાશ પગલે જ્યાં આ બે જણી બેઠી હતી ત્યાં આવી પેહોચી.

વિશ્રહાનંદ જે જમાઇને પસંદ કરીને, કાગ-ડાની કોટે રતન બાંધવાને તૈયાર થયા હતા, તે જમાઈરાજને જોતાંજ ગુણુવંતગવરી અત્યંત

ઉદાસ થઈ ગઇ. તેણીએ પેહેલા તો એમજ ધાર્યું હતું કે તેના ધણી, કંઇ નહીં તો, સવીતાથી શ્રેષ્ઠ તો નહીં, વિદ્વાન તો નહીં, પણ કોઇ તરૂણને પોતાની દિકરીને માટે પસંદ કરી આવશે; પણ આ વિઘ્નસંતોષીરામના જેવા જમાઈજી આવશે એવું તો તેના સ્વપ્નામાં પણ નહોતું. કદાચ સવીતાશંકરને ગુણવંતગૌરીએ જોયો નહોત તો તે આ વિઘ્નસંતોષીરામને નિરખી આટલી બધી કોપાયમાન ન થાત એમ નથી. પણ આ જમાઇરાજની સુંદરતા, વિદ્વતા સર્વે જોઇને તેને તો પગથી તે માથા સુધી આગ લાગી. કન્યા રૂપગુણ સર્વેમાં શ્રેષ્ટ હતી, ત્યારે વરરાજા કોઈ મહામૂર્ખ શિરોમણી જણાતા હતા; તેમાં એકવાર સવીતા જેવા ગુણસંપન્નને જોયા પછી આવા અપાત્રને, કેવળજ અપાત્રને, પોતાની કન્યા આપવી તેના કરતા વિશ્વામિત્રીમાં ઝંપાપાત કરાવવો ગુણવંતગૌરીને વધારે યોગ્ય લાગ્યો. જ્યારે સારો જમાઇ મળે ત્યારે નઠારાને કોણ પસંદ કરે ? અને

તેમાં વળી ગુણવંતગવરી જેવી, પોતાની એકની એક કન્યાને, આવા કુરૂપડા, ઘરડા, પલીયેલ, ભીખારડાને કેમ સમર્પણ કરે? નહીંજ કરે.

આવા વિચારમાં ગુંથાઈ ગયેલી ગુણવંતગવરી સુંદરીના ઓરડામાં આવી; તેમાં જ્યારે તેણીએ પોતાની દિકરીને ચોધારે રડતા જોઈ, ત્યારે તો તેનું કાળજું ફડકવા લાગ્યું. સુંદરી પાસે જતાંજ મા દિકરી સારી પેઠે રડી પડયાં; ને સાથે મોતીગવરી પણ રડી.

પછી ગુણવંતગવરી બોલી, "બેહન, રડ ના, તારા નસીબમાં જે લખ્યું હશે તે કોણ મિથ્યા કરી શકે તેમ છે?"

સુંદરી–માડી, તું પણ શું એમજ કહે છે કે? રે નસીબ નસીબનું શું કરે છે? મારૂં નસીબ તો રૂડું છે, પણ તું હાથે કરીને ભુંડું કરશે તો તેમાં હું કોનો દોષ કાઢું? જ્યારે વાડ થઇને ચીભડા ગળશે તો પછી સોંઘી વસ્તુ ક્યાંથી મળશે?

ગુણવંતગવરી–પણ હવે હું શું કરૂં?

સુંદરી–મારા ગળાપર છરી ફેરવ એટલે બસ.

તેં મને જન્મતાજ દુધ પીતી કીધી હોત તો પછી તારે ને મારે કંઇ સંતાપ નહોતો. પણ તેં મને ઉછેરી પાછેરી મોટી કરી, ભણાવી ગણાવીને સમજણી કીધી, સારા નરસાની મને સમજણ આપી, ન્યાતમાં વર નહીં મળવાથી તેં મને આટલી બધી મોટી ઉમરની કીધી, મારે દુઃખે દુઃખી પણ થઇ, તો હવે શું મારે દુઃખે તું સુખી પણ થવા ધારે છે કે ? તું વિચાર કર, કે મને તું કોની સાથે પરણાવવા ધારે છે ? મારા પિતા તો તારા સદાના શત્રુ છે, તે મારા કેમ સ્નેહી હોય ? તું મને એક ઘોર અંધારા કુવામાં ફેંકી દે તે વધારે સુખદાયી છે, પણ તું મને આ ભેસપતિ જેવા સાથે નહીં પરણાવશે ! !

ગુણવંતગવરી—પણ આપણા ન્યાતિ ચાલ પ્રમાણે તારા પિતાના સમાન કુળવાળા સાથે તારા લગ્ન કરવા જોઇયે: જો તેમ નહીં કરીએ તો તારા પિતાના કૂળને હંમેશનું લાંછન લાગે, તો કહે હું શું કરૂં ? કોઈ બીજો કુલીન જમાઇ ન-

હીં મળે તો પછી તારો, મારો ને તારા પિતાનો શો ઇલાજ છે?

સુંદરી–ઓ મા, તું કુળની વાત પડતી મૂક, ને મારા કોઈ સત્પાત્ર સાથે લગ્ન કર. કુળ કુળ શું કુટયા કરે છે? જેનામાં સ્ત્રી પોષણનું સામર્થ્ય નથી, જેણે એક બે નહીં પણ અગિયાર મારા જેવી કુંવારકાઓના ગળાપર છરી ફેરવી છે, જે એક રીતે સ્ત્રી હત્યારો છે, બાળ હત્યારો છે, જે ભિક્ષા માંગીને મહાકષ્ટે પેટ ભરે છે, જે વલી વૃધ્ધ, વળી કુરૂપ, વળી પતિ ધર્મ નહીં જાણનાર એવો છે, તેને તું શું કુલવાન કહે છે? અરે! એવા કુળવાનના કુળપર આગ લાગો, એવા કુલવાનને જે પોતાની નિર્દોષ કન્યા પરણાવવાની ઈચ્છા કરે છે તેનાપર પ્રભુનો કોપ ઉતરો.

ગુણવંતગવરી–પણ મારાથી કંઈ થઇ શકે તેમ નથી તેનું કંઇ? હું શું કરું?

સુંદરી–મને ન પુછ, તારા મનને પુછ. નહીં તો હું તને ખાત્રીથી જણાવું છું કે આવા મનુષ્ય સાથે પરણવા કરતા હું મારો દેહ ત્યાગ

કરીશ. જનની, તું શું મને મરણ પામેલી જોવા ચાહે છે? મારૂં રક્ષણ તું નહીં કરી શકે તો કોણ કરશે? વિચાર કર, ને જે યોગ્ય પુરૂષ છે, જેને તેં તારા મન સાથે યોગ્ય ગણ્યો છે તેને મુકીને મને આવા મૂર્ખ સાથે નહીં પરણાવ. મારા શિક્ષકબાઇએ એક વખત કહ્યું હતું કે સંકટ આવે ત્યારે પ્રભુ સ્મરણ કરીને હિંમત રાખીને કાર્ય જે કોઈ કરે છે તેનું કાર્ય સિધ્ધ થાય છે. તું હિમ્મત પકડ, મારા આ આસું તરફ જો, ને પછી શું કરવું તે તારા મનને પૂછ. જોઇયે તો મને લગ્ન પેહેલા મરેલી જો, અથવા રૂડે ઠેકાણે પરણાવેલી જો.

ગુણવંતગવરી, સુંદરીનું આ ભાષણ સાંભળીને સકડજ થઈ ગઈ. તેનું મન જરા ધચુપચુ હતું તે હવે દ્દઢ થયું, ને તેણે મનમાં નિશ્ચય કીધો કે ગમે તેમ કરીને પણ મારી આ સુલક્ષણી પુત્રીનું સંરક્ષણ કરવું એ મારો ધર્મ છે, ને તે ધર્મ હું બજાવીશ. તે તુરત સુંદરીના કાનપર પડી ને કંઇ બોલી, જેથી સુંદરી સહેજ મલકાઇ. પણ તેનુ મન ધડકતું હતું.

મા તરત ચાલી ગયા પછી બંને સખી એક બીજીને પ્રેમથી ભેટી. મોતીગવરીએ કહ્યું, "જો તું ધૈર્ય ધરશે તો હવે હું તારી માતાને સમજાવીને કોઇપણ પ્રકારે તને સુખ મળે તેમ કરીશ. તું ઇશ્વિર સ્મરણ કર, ને તેનાપર આસ્થા રાખ."

પછી બંને જણીઓ છુટી પડી. જો કે હજી સુંદરીને ધીરજ નહોતી, પણ તેના મનમાં કંઇ કંઈ આશાના ચિહ્ન દેખાતા હતા.

---

## પ્રકરણ ૯ મું.

### સ્વપતિ સંભાષણ.

* सुहृदां हितकामानां यः श्रृणोति न भाषितं
विपदोनिहितातस्य—

સવીતાની બેહેનનું નામ મધુરિમા છે, અને તેના બનેવીનું નામ મંદિરાનંદ છે. મંદિરાનંદની

---

* જે હિતકારી મિત્રોનાં વચન સાંભળતો નથી તે વિપદથી પીડાયલોજ છે.

આંખમાં મોતીઓ આવ્યો છે, ને તેથી તેનાથી દેખાતું નહોતું. તે આંખનું ઔષધ કરવાને અમદાવાદથી વડોદરે આવ્યો છે. પેહેલા આંખમાંથી મોતીઓ કાઢવા જેવો નહોતો, કેમકે તે અપક્વ હતો, ને તેથી ડાકતર ભાલચંદ્રે તેને થોડા દિવસ અત્રે રહેવાનું કહેવાથી તે રહ્યો છે. હમણા એક આંખનો મોતીઓ પાકો થવાથી તે કાઢયો છે. ડાક્તરે જણાવ્યું હતું કે એક આંખ સારી થયા પછી બીજીને સુધારવામાં આવશે. જ્યારે સવીતા નડીયાદ ગયો ત્યારે મંદિરાનંદની એક આંખ તદન સારી થઈ ગઈ હતી, તોપણ ડાકતરે તેને લખવાવાંચવા વગેરે જે કામથી આંખને સ્થિર રાખતા શ્રમ પડે તે કામ કરવાને સાફ મના કરી હતી. સવીતા જેટલા દિવસ વડોદરામાં હતો તેટલા દિવસ નિત્ય તેની ખબર લેવા આવતો હતો, ને તેની સાથે વાતચિત કરીને તથા સેતરંજ વગેરે રમીને તેને ગમત આપતો હતો. પણ સવીતાશંકર વડોદરા છોડી ગયો તે પછી મંદિરાનંદને એકલા રેહેવું ઘણું ભારી થઈ

પડયું. મધુરિમા ગૃહકાર્ય કરવામાં, ઔષધ વગેરે તૈયાર કરવામાં, રાંધવાસિધવામાં રોકાઈ રેહેતી તેથી તે પોતાના પતિની પાસ બેસીને વાતચિત કરે તેટલો તેનો અવકાશ મળતો નહોતો. સવીતા જે દિવસે વડોદરૂં છોડી ગયો તે દિવસ તો જેમ તેમ કરતાં મંદિરાનંદે કાઢયો, પણ બીજે દિવસે ગમતું નહીં હોવાથી તેને એક પુસ્તક વાંચવા હાથમાં લીધું. તેણે મનમાં ધાર્યું કે બે ત્રણ પાના વાંચ્યા પછી પુસ્તક મુકી દઇશ. પણ તેના દુર્ભાગ્યને લીધે પુસ્તક એવું તો રસમય હાથમાં આવ્યું કે તે પુરૂં કરવા વગર હાથમાંથી મુકવું ગમ્યું નહીં. ગ્રંથ સવારના આઠ નવ વાગે વાંચવો શરૂ કીધો, તે ઠેઠ રાતના દશ વાગતા સુધી વાંચવો જારી રાખ્યો. મધુરિમાએ વારંવાર, વાંચવાનો અટકાવ કીધો, પણ મંદિરાનંદે કહ્યું, "હમણા મૂકી દઉં છું. મને વાંચતાં કંઇ કષ્ટ થતું નથી, તો શી હરકત છે? વાંચ્યા વગર આંધળા માફક હું કેટલા દિવસ ગાળું; પણ હમણા મુકી દઇશ." આ રીતે સ્ત્રીના કેહેવાને

નહીં ગણકારતાં પુસ્તક વાંચ વાંચ કીધું ને પુરૂં કીધા પછી તે હુલ્લાસ ચિતે સુઇ ગયો, ને તેને તે સમે કંઈ પણ દુ:ખ જેવું જણાયું નહીં. પણ પાછલી રાતના આંખમાં દુ:ખવા માંડયું, ને તેના નેત્ર ઉઘડી ગયાં. નેત્ર ઉઘાડીને ચારે તરફ જોવા માંડયું તો જણાયું કે તેની આંખે કંઇ દેખાતું નથી. જેમ તેમ કરતાં તે રાત કાઢી, બીજે દિવસે ડાકતરને બોલાવ્યા તો તેને આંખ જોઇને કહ્યું કે એ આંખ હવે કદી સારી થશે નહીં. પણ આ બીજી આંખને સુધારીશું તો તેથી માત્ર દેખાશે. મંદિરાનંદ ડાકતરની વાત સાંભળીને રડવા લાગ્યો, ને મધુરિમા પણ તેને તે પ્રમાણે રડતા જોઇ રડવા લાગી. પછી ડાકટર તેઓના મનને શાંત કરીને ગયો, અને મંદિરાનંદ રડતાં રડતાં બોલ્યો, "આટલા દિવસ દુ:ખ ભોગવી પાછા અંધા થયા, એ પણ દૈવજ તો! હવે આ આંખે કંઈ પણ સુજશે નહીં. મધુરિમા, તેં મને ઘણું કહ્યું પણ મેં માન્યું નહીં; હવે હું કોને દોષ દઉં?"

મધુરિમાએ રડતાં રડતાં કહ્યું, "હવે એ વાતનું

સ્મરણ કરી, રડવાથી શું લાભ છે? એથી કંઇ આવેલું સંકટ ટળવાનું છે. અદૃષ્ટમાં જે લખ્યું હશે તે થયું!"

મંદિરાનંદ બોલ્યા, "મધુરિમા, એમ નથી; તારી વાત નહીં માનીને મેં જેજે કાર્ય કીધાં છે તેમાં અનિષ્ટજ થયું છે. તું મિથ્યા અદૃષ્ટન દોષ દેછે, વાસ્તવિક કહું તો તારૂં કહ્યું માન્યું નહીં, એજ મારો મોટો દોષ છે."

મધુરિમા મંદિરાનંદના પલંગપર બેસીને, તેના નેત્રના અશ્રુને પોતાના લુગડાના પાલવથી લુછતી બોલી, "પ્રાણનાથ, આપ વિનાપ્રયોજને હવે સંતાપ કરો છો. અદૃષ્ટમાં લખ્યું હતું તેથીજ આપે મારૂં કહેવું માન્યું નહીં, તો પછી અદૃષ્ટ એ વિના બીજું શું છે? અદૃષ્ટનો લેખ કોઇ પણ ફેરવી શકતું નથી."

મધુરિમાનું આ પ્રમાણેનું બોલવું સાંભળીને મંદિરાનંદ થોડીકવાર અબોલ રહ્યા. પછી કહ્યું. "મધુરિમા, શું હવે મને કંઈપણ સુઝશે નહીં?"

મધુરિમા રડતી રડતી બોલી, "જો એકની

આંખ બીજાને આપી શકાતી હોત તો, ઇશ્વર મારા હૃદયનો સાક્ષિ છે કે, હું મારી આંખો તમોને મારા પૂર્ણ પ્રેમ સાથે આપતે. પણ તેમ થઈ શકતું નથી, તો પછી હું શું કરૂં? પણ હું હવે, જેમ તમો મને અજ્ઞાનને કૃપાથી સમજાવતા હતા, તેમજ, જેમ જોઈશ તેમ તમોને સમજાવીશ, તે વિના બીજું હું શું કરી શકું?"

મંદિરાનંદ બોલ્યા, "મને એક વાતનો ડર છે, મધુરિમા, કે મને અંધો જોઈને, તું મને કદી પણ ચાહાવાની નથી. જેમ મને તું પ્રથમ ચાહતી હતી તેમ હવે ચાહશે એમાં મને શંકા થાય છે. કંઇ જો હું તને કહીશ તો તું મને અંધો, સુરદાસ કહીને ધમકાવશે, ધિક્કારશે! તે હું કેમ ખમી શકીશ?"

મધુરિમા બે હાથે પોતાના પતિના ચરણ ચાંપતી બોલી, "હે સ્વામિનાથ, આપ એવી વાત નહીં બોલો, એ વાત સાંભળતાં મારા હૃદયમાં કંપારો છુટે છે. પૂર્વે હું કદી કદી આપની તરફ ગુસ્સો કરતી, કે અભિમાનનો શબ્દ કહેતી

હતી, પરંતુ હવે કદિ પણ, પ્રતિજ્ઞાપૂર્વક કહુ છું કે, ઇશ્વર સાન્નિધ્ય કહું છું કે, તમારા પડતા બોલને ઉપાડીશ. હું સદા સર્વદા ઇશ્વર પાસે માંગું છું કે જન્મોજન્મ તમારા જેવાજ સ્વામિ મને મળો. શું હું ઈશ્વરાજ્ઞા જાણતી નથી, માનતી નથી કે આ પ્રમાણે શંકા કરો છો? સ્ત્રીપુરૂષે–મરણપર્યંત એક બીજા પ્રત્યે પૂર્ણ પ્રેમ રાખવો એ સર્વથી શ્રેષ્ટ કર્મ છે--શ્રેષ્ટધર્મ છે–એજ નિત્યનું છે, એજ સત્કર્મ છે. જે કુળમાં સ્વામિ ભાર્યાથી ને ભાર્યા સ્વામિથી નિત્ય સંતુષ્ટ રહે છે તેજ કુળમાં નિશંક કલ્યાણ વસે છે. ભાર્યા છે તેજ પતિની પ્રાણ છે; જેનું મન વાકય ને કર્મ પતિ આજ્ઞાનુસારણી છે તેનુંજ કલ્યાણ થાય છે, જે સ્ત્રી પતિના પ્રેમ સહિત કાર્યમાં પ્રવર્તે છે અને સદાચારે વર્તિને સંયતેન્દ્રિય થાય છે તેજ આલોક ને પરલોક સર્વ સ્થળે યશ સુખ પામે છે. આ મારો ધર્મ છે ને તેજ પ્રમાણે હું આપની સાથે સદા વર્તિશ તમો નિશંક રહો."

મંદિરાનંદ બોલ્યા, "હું પણ એજ ચાહું છું કે તમારા જેવી સ્ત્રી મને સદા મળો. મધુરિમા, તમારા જેવી પત્નિ જગત્‌માં બીજા કોઈને નહીં હોય."

પતિનો પ્રેમ નિહાળી મધુરિમા કંઇપણ બોલી નહીં, પણ માત્ર ગદગદિત થતાં રડવા લાગી.

---

## પ્રકરણ ૯ મું.

છંદ.

તુમસહિત ગિરી તેંગિરૈંપાવક,
જરૈ જળ નિધિ મહંપરે;
ઘર જાઉ અપજશ હોઉ જગ,
જીવત વિવાહ ન હૌં કરૈં."

[માનસરામાયણ.

કુળવાન કરતા ગુણવાન શ્રેષ્ટ છે. ગુણવાન સ્વાશ્રયી છે, કુળવાન પરાશ્રયી છે. કુળવાનના કુળની ગણના ક્ષુદ્રસમાજમાં છે, ગુણવાનના ગુણની ગણના સજ્જનસમાજમાં છે.

વિપ્રસંતોષીરામ કુળવાન હતો, પણ ગુણવાન નહોતો. ગુણ તેનામાં એક પણ એવો નહોતો કે જેથી તેના તરફ કોઇની સદ્‌ભાવના થાય; અને સદ્‌ભાવના વિના સર્વ મિથ્યા છે. વિગ્રહાનંદ પોતાની પુત્રીના વિવાહ માટે ઘણો ઉત્સુક હતો, પણ વિપ્રસંતોષીરામ તો રૂપીયા માટે પરણવા

તૈયાર થયો હતો, તે કંઈ કન્યાને માટે તૈયાર ન હોતો. તેણે કન્યાનું મુખ પણ જોયું નહોતું કે તે કાળી છે કે ગોરી, કુબડી છે કે લંગડી, સુ-રૂપા છે કે કુરૂપા. આ બારમીવાર લગ્ન કરવાનું તેને કંઇપણ કારણ નહોતું. યમરાજાના દ્વારપાળો નિત્ય આવીને તેના બારણા ઠોકતા હતા કે 'ચાલો ભટ્ટજી મહારાજ.' તે લપુજપુ થઈ રહ્યો હતો. તે રૂપીયાનેજ માટે આ લગ્ન કરવા તૈયાર થયો હતો, કન્યાને માટે નહીં. પણ વડોદરે આવ્યા પછી જ્યારે સુંદરીનું સુંદર સરોજસમાન સકુમળ શશીવદન નિહાળ્યું ત્યારે તેની મનોવૃ-ત્તિ બદલાઇ ગઈ. તેના મનમાં અર્થ સ્પૃહા સાથે કન્યા સ્પૃહા પણ ઉત્પન્ન થઇ, ને તેથી સુંદરીને પરણવા માટે કંઈ પલ્લું પણ આપવું પડે તો તે આપવાને તત્પર થયો, ને કોઈપણ પ્રકારે કન્યા ને દ્રવ્ય બંનો મળે તો પરમ્ લાભ થાય તેમ તે ધારતો હતો. પણ આ લગ્ન સમારંભમાં સાસુ સસરાની સાથે વાતચિત થતાંજ તેને એમ જણાયું કે ગુણવંતગવરીએ પ્રતિજ્ઞા કીધી છે કે તે કદીપણ આવા અધમપાત્રને કન્યાદાન દેશે નહીં.

વિગ્રહાનંદને, ગુણવંતગવરી સાથે વાતચીત થતાં, ગુણવંતગવરીએ સાફ જણાવ્યું કે આવા અપાત્રને તે કદીપણ પોતાની દિકરી પરણાવવાની નથી. વિગ્રહાનંદે કહ્યું, "તું બીજા કોઇને મારી કન્યા પરણાવશે તો તેથી મારા કુળને કલંક લાગશે, ને મારી સાત પેઢીનું કાળું થશે."

ગુણવંતગવરીએ કહ્યું, "આવા અપાત્રને કન્યા આપવાથી વધારે કાળું થશે. હું તમારે પાલવે પડીને જેટલું સુખ પામી છું તે કરતાં મારી દિકરી વધારે સુખ પામે તેમ નથી. તો શું હું હાથે કરીને મારી કુળફૂલાને ખાડામાં નાખું? કોઇ યોગ્ય કુલીન બીજો વર શોધો. હું કદી-પણ આ સાઠ વરશના ડોસાને મારી કન્યા નહીં પરણાવું."

વિગ્રહાનંદે પોતાની સ્ત્રીને ઘણી સમજાવી, સામ દામ ભેદ ને દંડ ચારે પ્રકારે યુકિત કીધી, પણ ગુણવંતગવરીએ તેની વાત યત્કિંચિત પણ સાંભળી નહીં.

આ વાતની ખબર વિઘ્નસંતોષીરામને પડી

એટલે તેજ દિવસે ;સંઝ્યા સમયે તેણે વિગ્રહાનંદને કહ્યું: "પણ્ડીતજી, તમારા મનની વાત સાફ કહી દો તો ઘણું સારૂં. હું ઘેરથી મારી બેહેનોને લઈને પરણવા કરવા આવ્યો છું, તેથી પરણ્યા વિના જાઊં તો લોકોમાં મારી પૂરી હાંસી થાય; ને મારા કુળનું કાળું થાય. મને લગ્ન કરવાની ઘણી જરૂર છે. મારા ઘડપણનો કોઇપણ સાથી મને જોઇએ. જો કે મેં પ્રથમ તો તમોને કહ્યું હતું કે લગ્ન કર્યા પછી હું કન્યાને મારે ઘેર લઇ જઇશ નહીં; પણ હવે વિચાર કરતાં મને જણાય છે કે મારાથી મારા કુળ પ્રમાણે તેમ થાય નહીં. હું તો મારી વહુને મારે ઘેરજ તેડી જઈશ."

વિઘ્નસંતોષીરામે ધાર્યું કે પેહેલા કન્યાને મારે ઘેર તેડી જવાનો વિચાર નહોતો, પણ આ નવા સમાચાર જાણીને ગુણવંતગવરી સાસુ ખુશી થશે, ને તેના મનમાં કંઈ અડચણ હશે તો તે સહજ નાકળી જશે. અને વિગ્રહાનંદ પણ લગ્ન કરવાને ઘણું દબાણ કરશે.

પણ વિગ્રહાનંદે, વિઘ્નસંતોષીરામનું કહેવું સાંભળીને કહ્યું, "તમને તે કન્યા પરણાવે ત્યારે પછી તમારે ઘેર લઇ જશો કે પેહેલાથીજ ? જે વાત થાય છે તેપરથી ખુલ્લું જણાય છે કે તમારે આવેને આવેજ મોઢે પાછા જવું પડશે."

થોડીવાર ચૂપ રહીને વિઘ્નસંતોષીરામે કહ્યું, " શું એ સ્ત્રી નહીં મળે તો તેથી કંઇ અમને અડચણ પડવાની હતી ? નહીંજ. પણ પંડિતજી, તમારે બારણે આવેલો જમાઇ પાછો ફરે તેમાં તમારી સાત પેઢીની આબરૂ જશે. લોકો મને તો શું પણ તમને ઘણા ધિક્કારશે, કે બૈરી આગળ ભટ્ટજીનું ચાલ્યું નહીં. તમારી ઇચ્છા હોય તો બસો રૂપીયા આપવા કહ્યા છે તેમાં કંઈ ઓછું કરો, પણ આપણા બંનેની આબરૂ જતી રાખો."

વિઘ્નસંતોષીરામ રૂપીઆની જેવી કીંમત સમજતા હતા તેથી વધારે બીજું કોઇકજ સમજતું હશે. તેણે રૂપીઆને વાસ્તે અગીઆર કન્યા સાથે લગ્ન કીધા છે, ને આજે આ બારમી પરણવાને

આવ્યા છે તે પણ રૂપીયાજ વાસ્તે. રૂપીયા તો તેનું જીવન છે. તેથી દાયજામાં ઓછા રૂપીયા લેવાનું કહેવાથી ગુણવંતગવરી પોતાની કન્યાનું તેને કન્યાદાન આપશે એવો તે વિચાર કરે તેમાં આશ્ચર્ય નથી. વિગ્રહાનંદ પણ સારી રીતે સમજી ગયા કે વિઘ્નસંતોષીરામ ઓછા રૂપીયા લઇને કેમ પરણવા તૈયાર થયા છે. તેથી વિઘ્નસંતોષી-રામને પરણવાનો વિશ્વાસ આવે તેવા હેતુથી બોલ્યા; "તે લોકો આજતો ધણીરણી છે, તેથી એવા દશ પાંચ રૂપીઆના ઓછા વત્તાથી કંઇ સમજશે નહીં." વિગ્રહાનંદના મનમાં એમજ હતું કે આ ચતુર કોડીલા કુલીન વરરાજા, વગર પેહે-રામણીએ પરણવાનું કહેતો બહું અચ્છું થઇ જાય.

બન્યું પણ તેમજ. થોડીવાર વિચાર કરીને વિઘ્નસંતોષીરામ બોલ્યા; "મને તો પરણવાની આવશ્યકતા છે, ને હું પરણવાને આવ્યો છું; પૈસા લેવા આવ્યો નથી. જો હું લગ્ન કર્યા વગર જાઉં તો લોકોમાં મારી ઘણી ફજેતી થાય, ને મારા કુળને મોટી હીણપત લાગે, તેથી જો

તમારી ઈચ્છા હશે તો વગર પહેરામણીએ હું લગ્ન કરીશ."

આ વાત તો વિગ્રહાનંદના મનની માની થઈ તેણે વિચાર્યું કે ગુણવંતગવરીને પગે પડવું પડશે તો પડીશ, તેના કાલાવાલા કરીશ, તેના બે શબ્દ સાંભળીશ, અનેક પ્રકારના ઢોંગ કરી તેને રંજાડીશ, પણ આ કામ કરીશ ને ફીર કરીશ. કેમકે આવી રીતે લગ્ન કરનાર બીજો કોઇ કુલીન વર મળવાનો સંભવ જરા પણ નથી. આવું ઉત્તમ ઘર મહામેહેનતે સાંપડયું છે, તે પછી કદીપણ શોધતાં મળવાનું નથી, ને આટલા થોડા ખરચમાં પુત્રીના લગ્ન થાય તેથી આપણી કુળમર્યાદા પણ વધશે આવો વિચાર કરીને તે ગુણ-વંતગવરી પાસે ગયા. તેણીએ તો પ્રતિજ્ઞા કરી હતી કે ગમે તેમ થાઓ, તોપણ આ વરરાજાને તો કદી પણ સુંદરી પરણાવીશ નહીં; અને તે તેની પ્ર-તિજ્ઞા ભંગ કરાવાને કોઇ સમર્થ નહોતું. વિ-ગ્રહાનંદે કહ્યું કે, "જો સમજ, વિઘ્નસંતોષીરામ સાથે લગ્ન કરવાથી એક પૈ પણ દાયજામાં

આપવી પડશે નહીં, ને વળી આવું ઉત્તમ કુળ પણ કદી મળશે નહીં. કુળ ઉત્તમ છે, ને વરરાજા કંઈ છેકજ નઠારો નથી; તો શા માટે તું હઠ લેછે? પુત્રી મારી છે, કંઇ તારી નથી, માટે તું સમજશે નહીં તો હું સરકાર દરબાર જઇને પણ સુંદરીને મારા હાથમાં લઇશ."

ગુણવંતગવરી બોલી, "શું બોલ્યા? આજે તમો દિકરીના બાપ થવા આવ્યા છો કે? જાઓ, ચૂપ રહો! આટલા વરસ કયાં ગયા હતા? જો તમને આ બસો રૂપીઆજ ઘણા લાગતા હોય તો લો હું તમને બસો બદલ ત્રણસો આપું છું, અને તમો હવે ઘેર સિધારો, અને ત્યારે મને અષ્ટમાસિદ્ધિ ને નવે નિધિ મળી ચુકી એમ હું સમજીશ."

વિગ્રહાનંદ, ગુણવંતગૌરીની ગર્જના સાંભળીને દબી ગયો. તે પુરૂષાર્થ હિન હતો, ને સ્ત્રી પરણીને જે પૈસા આવે તેપરજ પોતાનો ગુજારો કરતો હતો, એટલે તેનાથી વધુ શું બોલાય? તે ધીમા સ્વરથી બોલ્યો, "પણ કુળ રક્ષાનો શો ઉપાય?"

ગુણવંતગૌરી પૂર્વાપેરે ક્રોધથી બોલી, "મને કુળની કંઈ જરૂર નથી, મને ગુણની આવશ્યકતા છે. કુળ નહીં રેહેવાથીજ મારી પુત્રનું કલ્યાણ થશે. મારા પિતાએ કુલીનને પરણાવી છે તેથીજ મારે યાવત્ જીવન દુઃખ ભોગવવું પડે છે, તે શું તમો નથી જાણતા ? કુળ, કુલીન, કુળવાન એ શબ્દને અનુસરીને હું મારી પુત્રીને ચિરકાળ દુઃખના ખાડામાં નાંખવા નથી માગતી; મારી પુત્રીનું કલ્યાણ ઇચ્છવું એ મારૂં કામ છે, ને તેથી હું કુળને નહીં પણ ગુણને અનુસરીશ."

વિગ્રહાનંદ થોડીવાર ચૂપ રહીને બોલ્યો, "તને શું દુઃખ છે? તને શી વાતની કમીના છે?"

ગુણવંતગૌરી અત્યંત ક્રોધ કરીને, મોઢું ચઢાવીને બોલી; "શું દુઃખ છે? શી કમીના છે? બોલો, મને શું સુખ છે? તમારે પાલવે પડી મેં શું સુખ ભોગવ્યું છે ? કીયું દુઃખ મને નથી કે શું દુઃખ છે તેમ પૂછોછો? સાંભળો: મને દુઃખ એ છે કે મારા પિતાએ છતે ધણીએ મને

વિ—નથી હું મરતી કે નથી તમે--." આટલું તો તેનાથી બરાબર બોલાયું નહીં, ને તે ત્યાંથી ઉઠીને રડતી રડતી ચાલવા લાગી.

વિગ્રહાનંદ તેનો છેડો પકડીને બોલ્યા, "એક વાત તો સાંભળ."

ગુણવંતગૌરી બોલી, " હું નથી સાંભળતી, જઈને સંભળાવો જે હોય તેને, હું નહીં સાંભળું." આમ બોલતાં તે જોરથી પોતાનો છેડો છોડાવીને ચાલી ગઇ.

બળેલી જળેલી સ્ત્રી યોગ્યાયોગ્યનો કશો વિચાર કરતી નથી તેનું પ્રત્યક્ષ પ્રમાણ ગુણવંતગૌરી છે. તે ઘણી સમજુક છતાં, તેના પિતાએ જે દુ:ખના સાગરમાં વગર વિચારે હડસેલી પાડી છે, ને જે દુ:ખ તેનાથી સહન થતું નથી તેના આ પ્રથમજ ઉદ્ગાર હતા.

---

# પ્રકરણ ૧૦ મું.

## પ્રતિજ્ઞા.

कार्यंवासाधयेयं शरीरंवापातयेयं ।

'કાર્ય ફળો કે દેહ પડો.'

વિગ્રહાનંદે નક્કી માન્યું કે તેની સ્ત્રી તેના કુળને કલંક લગાડશે, ને તેથી તેના હાથમાં હવે માત્ર એકજ ઉપાય બાકી રહ્યો હતો કે અન્ન ત્યાગ કરી 'ધરના' કરવું. આવો ઉપાય કરવાનો નિશ્ચય કરીને તે ઓરડાની બહાર આવ્યો.

વિગ્રહાનંદ સામ્પ્રત કાળની અંગ્રેજી રીતભાતથી કમનસીબ હતો, ને તે સ્ત્રીને તાડન કરવામાં, અપશબ્દ કેહેવામાં કંઈ કચાસ રાખે તેવો ન હતો. તેના મોઢામાં બીજી સરસ્વતિનો તો ટોટો હતો, પણ આ સરસ્વતિ તો જીવ્હાગ્રે હતી. પણ શું કરે ? તેના બાપના ઘરમાં તેની સ્ત્રી નહોતી રેહેતી ને આજ સુધીમાં કોઇ દિવસે તેણે સ્ત્રી પુત્રીની કંઈ દરકાર પણ કીધી નહોતી. ગુણવંત-

ગવરીએ તેને તરછોડી નાખ્યો તે વખતે તેના મનમાં તો એમજ આવ્યું કે જો આ વખતે તેનું ઘર હોત તો સ્ત્રીનો છુંદાપાક કરી નાંખતે. પણ લાચાર! જો તેના ઘરમાં તે હોત તો લાકડીના સપાટાથી તેની કમ્મર બેવડ કરી નાંખવાને તે ચુકતે નહીં. પણ તેના પિહેરમાં આવો વિચાર આવે તેનું ફળ શું? તે તુરત તો પડશાળમાં વિઘ્નસંતોષીરામ પાસે આવીને બેઠો.

વિઘ્નસંતોષીરામે તેઓને ઉદાસી જોઈને પુછ્યું, "શી ખબર છે?" તે તો વળી એવાજ વિચારમાં અત્યાર સુધી પડયો હતો કે પેહેરામણીમાં પૈસા લેવાની ના કહી તે ઠીક થયું નહીં. તેની ખીચડી તો વળી જુદીજ ખડબડતી, ને અહીંયાં તો.જુદેજ તપેલે દાળ ચઢતી હતી! તેમના ઘરમાં ભૂત ભુસ્કા મારે ને હનુમાનજી હડીઓ કાઢે તેમ ચુલો ચુલા સાથે તડાકા કરતો હતો પણ શેખી બારે હતી. તેણે પ્રથમ તો ધાર્યું હતું કે જો પેહેરામણીના બસો આવશે તો વરસ દહાડો નચિંત થયા; પછીની વાત પછી. આવા વિચારથી પેહેરામણીમાં દ્રવ્ય તદન

નહીં લેવાનો વિચાર બતાવ્યો એ માટે તે પસ્તાવો કરતો હતો. તેણે વિચાર્યું કે. "હાય હાય ! આવતી લક્ષ્મીનો તિરસ્કાર કીધો ! કેવો મૂર્ખ ! પણ હવે શું કરૂં ?" આવો વિચાર કરતો હતો, તેટલામાં વિગ્રહાનંદનું ચિંતાતુર ચિત જોઇને તેનું ચિંતાદગ્ધ હ્રદય શિતળ થયું. તે મુખમુદ્રાપરથી પર્ખી ગયો કે કાર્ય સિદ્ધ નથી થયું, ને વગર પૈસે પરણાવવાને જે ના પાડે છે તો પૈસાઆપીને પરણાવે એવા ઓવાઇના કોણ હોય? તેથી પૈસા નહીં લેવાનું કહ્યું તેમાં કંઇ ખોટું થયું નથી, એમ હવે તેને લાગ્યું.

વિગ્રહાનંદ તો ફીકરમાંને ફીકરમાં પડશાળમાંજ સુઇ ગયા. પાછા વિઘ્નસંતોષીરામ બોલ્યા, "પંડિતજી, કેમ શી ખબર છે?"

વિગ્રહાનંદ દીનસ્વરથી, ગળગળે સાદે બોલ્યા, "તે કપાતર નથી માનતી. તે કોઇ રીતે નથી સમજતી. તેને તો પ્રતિજ્ઞાજ કીધી છે કે મારા કુળને કાલપ લગાડવું, તો હવે મારી પણ પ્રતિજ્ઞા છે કે જ્યાં સુધી તે મારી વાત સ્વીકારે નહીં ત્યાં સુધી અન્નાહાર તજીને દેહ ત્યાગ કરવો. જે

બને તે ખરૂં ? શું હું મારા કુળને લાંછન લગાડીશ? જે કુળને માટે હજારો મનુષ્યો તરફડી મરે છે, તે કુળપર હું પાણી ફેરવવા દઇશ નહીં."

વિઘ્નસંતોષીરામ કંઇક ચિંતા કરીને બોલ્યો, "ત્યારે શું મારે પણ અન્નપાણીનો ત્યાગ કરીને બેસી રેહેવું પડશે ? અને મારી સાથવાળાના શું હાલ થશે ? મારી ફોઈ ને મારી બેહેનોને પણ ભુખે મરવું પડશે ? "

વિગ્રહાનંદે કહ્યું, "નહીંરે, નહીં, તમારે શા સારૂં અન્નપાણી ત્યાગવા જોઈયે ? તમો તમારે સારી રીતે ખાવોપીઓ ને મઝા કરો. તમારી સાથના જાનવાળાને પણ હરકત પડશે નહીં."

એટલામાં ગોકુળરાયજી આવ્યા ને વિગ્રહાનંદને કહ્યું કે સ્નાન માટે ઉઠો.

વિગ્રહાનંદ બોલ્યો, "હું નાહીશ પણ નહીં, ને ખાઈશ પણ નહીં, પણ અન્નપાણીનો ત્યાગ કરીને તમારે બારણે દેહ ત્યાગ કરીશ. હું તમને બ્રહ્મહત્યા આપીશ ને તમારી બેહેનને રંડાપો આપીશ. શું તમો બધા મળીને મારા કુળને

કલંક ચઢાવશો ? શું મેં પસંદ કરેલો જમાઇ, જે કુળવાન છે, ન્યાતમાં અગ્રગણ્ય છે તેને વિલે મૂખે પાછો કાઢશો ? બસ, હવે તો આ જીવજ કાઢીશ."

ગોકુળરાયજીએ તેને ઘણી ઘણી રીતે વિનવ્યો, તેને સમજાવ્યો, કે આવા મૂર્ખને કન્યા આપવા કરતાં, ને કન્યાનું અકલ્યાણ હાથે કરીને હોરવા કરતાં, કોઈ યોગ્ય પુરૂષને કન્યા આપો તો ઠીક. પણ કુળના અભિમાનમાં દટાયલો વિગ્રહાનંદ કંઈ પણ સમજ્યો નહી. પછી ગોકુળરાયજી પોતાની બેહેન પાસે ગયા, ને તેને કંઇકિ રીતે સમજાવી ને કહ્યું, "કોઇ રીતે આ તારા પતિનું કુળ રહે તેમ કર. એ પ્રાણત્યાગ કરશે તો અમારા ઘરને સાત પેઢી સુધી દાઘ ચોંટશે."

ગુણવંતગવરીએ કહ્યું, "ભાઇ, તમો પણ એ કૂળકૂળ શું બકો છો ? એવા કુળવાનને હું મારી કન્યા કદી પણ આપીશ નહીં."

ગોકુળરાયજીએ કંઇક વિચાર કરીને કહ્યું, "બેહેન, તું કહે છે તેમ કરીશું, હું કસમ લઉં છું કે

તારા વિચારથી વિપરિત હું નહીં વર્તિશ, પણ તું એક વાર એમ કહે કે હું વિઘ્નસંતોષીરામને કન્યા આપીશ; ને ત્યારેજ અમારા પણ પ્રાણ બચે, ને અમારે બારણે બ્રહ્મહત્યા થતી અટકે!"

ગુણવંતગવરીએ કહ્યું, "તમે જેમ કહેશો તેમ કરીશ, પણ યાદ રાખો કે કુળવાન કરતાં ગુણવાન વર ઘણો સારો છે. પણ કહો, હું જેમ કહીશ તેમ તમો કરશો?"

ગોકુળરાયજીએ કહ્યું, "બેશક કરીશ."

ગુણવંતગવરીએ કહ્યું, "તો જાઓ, જેમ કાર્ય થતું હોય અને જે રીતે તે ખાય તેમ કરો.

ગુણવંતગવરીએ ગોકુળરાયજીની પાસે શું વચન લીધું તે હવે પછી જણાશે. પણ તુરતતો તેણે બનેવીનું શાંત્વન કર્યું એટલે તેઓએ સ્વસ્થ થઇને અન્નપાણી લીધા.

---

# પ્રકરણ ૧૧ મું.

## સંદેહ.

* नजातु विप्रिय भर्तुःस्त्रिया कार्यं कथञ्चन. ॥

સ્રીજનનું ચરિત્ર ને પુરૂષનું ભાગ્યોદય સાક્ષાત્ બ્રહ્મા પણ જાણતા નથી. નસીબ ફરે છે તેને કશી વાર લાગતી નથી. હજારો પ્રયત્ન કરો, પણ ભાગ્યદેવતાની કૃપા વગર સર્વે અવરથા છે.

સવીતાશંકરની બેહેન ને બનેવી જેમતેમ કરતાં કાળ ગુજારે છે. મંદિરાનંદની આંખ ગઇ છે. આથી મધુરિમાનો ધર્મ છે કે હવે તેણે પોતાના પતિની સેવા શુદ્ધમનથી કરવી જોઇયે. અને તેને જરા પણ દુભણુ લાગે તેમ કરવું નહીં જોઇયે. પણ કમનસીબને યોગે આટલા દિવસ પછી તેઓના મનમાં વિષાદ ઉત્પન્ન થવા લાગ્યો. જે વિવાદ વિષાદ ઉત્પન્ન થયો તે એક દાસીને લીધે હતો. તે દાસી બાલ્યાવસ્થાથીજ મંદિરાનંદના ઘરમાં રેહેતી હતી. વડોદરે આવતી વેળાએ

---

* સ્રી સ્વામિનું બુરૂ ન કરવું જોઈએ.

મંદિરાનંદ તેને સાથે તેડી લાવ્યા હતા. તે દાસી ગૃહધંધાનું સર્વ કાર્ય મનમાન્યું કરતી હતી; પણ જ્યારે મંદિરાનંદનાં નેત્ર ગયાં ત્યારે એક નોકરની જરૂર પડી. ડાકતરના દવાખાનામાં જવાની વારંવાર જરૂર પડતી હતી, ને મંદિરા-નંદના નેત્ર નહીં હોવાથી તે કામ કોણ કરે? દાસી રાજમાર્ગોથી અણજાણ હતી; તેમ રોજ ગાડીમાં બેસીને જવું પાલવે તેમ પણ નહોતું. આથી એક નોકર રાખવો પડયો; પણ દાસીને તે ચાકર જોડે રોજરોજ એવી તો લડાલડી થતી હતી કે દાસી ઘણા વરશની જુની હતી તોપણ મધુરિમાએ તેને રજા આપી. દાસીએ રડતાં રડતાં મંદિરાનંદ પાસે જઈને પોતાની નિર્દોષતા જણાવી ને ઘણું ઘણું બોલી. પરંતુ જ્યારે મંદિરાનંદ પણ તેને હવે રાખવાને સમ્મત થયા નહીં, ત્યારે તે આ પ્રમાણે બોલીને ચાલતી થઈ, "આટલા દિવસ હું હતી ત્યારે તો કોઇ વાત નવી જુની થઈ નહીં, પણ હવે તો મનમાન્યો નવો નોકર મળ્યો, તો પછી મારૂં શું કામ

છે ? હાયજતો ! આજ પુરૂપના રૂડાવાના ! પણ હું જો આપ પેરે આંધળી હોત તો મારા રેહેવાથી કશી અડચણ પડનારી નહોતી." મં-દિરાનંદે દાસીની વાત સાંભળી કહ્યું, "જા, જા, થોડું બકા" એમ કહી તેને કાઢી મુકી. થોડીવાર પછી મંદિરાનંદનો ક્રોધ શાંત થયો, ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે, "આજે આટલા દિવસ પછી દાસી આમ કેમ બોલી, કે હું જો આંધળી હોત તો મને રેહેવાને કશી અડચણ પડત નહીં ? એનો અર્થ શું ? શી ભયાનક વાત એ બોલી ગઇ ! હાય ! મેં એની આ વિશેષ વાત નહીં સાં-ભળી, અને એમને એમ કેમ કાઢી મૂકી એ ઠીક થયું નહીં."

મંદિરાનંદના મનમાં સંદેહે ઘર કીધું. સંદેહ એકવાર ઉપસ્થિત થયો તો તે દિનપ્રતિદિન વૃદ્ધિ પામે છે. તુચ્છ વાત, જેમાં પેહેલે તે લક્ષ પણ દેતા નહોતા તેમાં હવે તેણે લક્ષ દેવા માંડયું, દરેક વાતમાં શંકા આવવા લાગી. નોકર પાસથી પાણી માંગે ને જરા વાર લાગે તો મંદિરાનંદના

મનમાં તુરત સંદેહ ઉપજતો હતો. આ રીતે કેટ-લાક દિવસ વિતિ ગયા. તથાપિ મદિરાનંદ કોઈને મોઢે સ્પષ્ટ વાત બોલી શકતા નહોતા. પણ મધુરિમા ને નોકર વચ્ચે વાતચિત થતી, પ્રતિપદ દ્દવની મનોગ્રેગથી સાંભળતા ને તેનોજ તર્કવિ-તર્ક કર્યા કરતા હતા. કદિમદિ મદિરાનંદના મનમાં આવતું હતું કે, "એ સર્વ મિથ્યા વાત છે; ને દાસીએ ક્રોધિત થઈને આ ગપાષ્ટકીગોળો ગબડાવ્યો છે; વળી સંદેહમાં પડતા કે કોણ જાણે, ખરૂં પણ કેમ ન હોય ? સ્ત્રીચરિત્ર કોણ જાણે છે?" આ રીતે મંદિરાનંદનું મન ચકડોળે ચઢયું હતું.

એક દિવસે એવું બન્યું કે કોઇએ બહારનો દરવાજો ઠોકયો. ચાકર તો પેહેલાથીજ બજા-રમાં ગયો હતો, એટલે મધુરિમાએ ઉઠીને બારણાં ઉધાડયાં. કોઈ તરૂણ પુરૂષે ઘરમાં પ્રવેશ કીધો ને મધુરિમા સામું જોઇને હસ્યો. મધુરિમા પણ તેને જોઇને હસી. પછી બારણાની બાજુએ મધુરિમાને બોલાવીને ખુલ્લા શબ્દથી તે કઇ બોલ્યો. પછી મધુરિમાએ ધિમાસથી દરવાજો

બંધ કર્યો ને પછી ધીમે ધીમે બંને ઘરમાં ગયાં. મધુરિમા સ્વાભાવિક રીતે પગ ધીમે ધીમે ઉઠાવતી હતી, ને તે તરૂણ પણ ધીમે ધીમે જતો હતો. બંને પાછલા ઓરડામાં ગયાં, એટલામાં મંદિરાનંદે મધુરિમાને બુમ મારીને પુછ્યું કે, "બારણાપર કોણ છે?" મધુરિમાએ મ્લાન મોઢે કહ્યું, "કોઇ નથી." મંદિરાનંદે કહ્યું, "ત્યારે તું સી-ઈ-સી-ઈ કરીને કોની સાથે વાત કરતી હતી?" મધુરિમાએ કહ્યું, "કોઈ સાથે નહીં." મંદિરાનંદે દિર્ઘનિશ્વાસ મુકીને મૌન્ય ધર્યું. પછી મધુરિમા મંદિરાનંદ તરફ જરાક જોઈ, જરાક હસી ને ત્યાંથી તુરત ચાલી ગઈ.

રે મધુરિમા, તારા પતિને છેતરવો, તેને ગુપ્ત વાતથી અણવાકફ રાખવો એ શું તારા જેવી સન્નારીને યોગ્ય છે? જે સ્વામિને તું દેવતા તુલ્ય ગણે છે, તો તેના અંધ થવાથી આજે તું તેને સહજ વાતમાં છેતરે છે, એ તારા સ્ત્રી ધર્મમાં ખાંપણ આવે છે. ધૃતરાષ્ટ અંધ હતો, તોપણ પતિને પ્રસન્ન ચિતનો રાખવા માટે ગાંધારી સદા આંખે

પાટા બાંધીને રેહેતી હતી, તેં કેમ તેમ ન કીધું ? સ્ત્રી તે સ્ત્રીજ—પુરૂષ ભૂલ કરે છે તો સ્ત્રી કેમ નહીં કરે ?

મધુરિમા પૂર્ણ ખુલાસો કર્યા વગર સ્વામિની પાસેથી ચાલી ગઇ; અને જે તરૂણ આવ્યો હતો તે પણ તેની પાછળ પાછળ ગયો. બંને બીજા ઓરડામાં ગયાં, તે વખતે તે જુવાનના જોડાનો શબ્દ થયો. તે જોડાનો શબ્દ મંદિરાનંદના કર્ણ-માં આવ્યો. મંદિરાનંદનો સંદેહ દ્રઢ થયો ને તેને માન્યું કે કોઈ પુરૂષ સાથે તે ગુપ્ત વાત-ચિત કરે છે. તેથી પુનઃ પુછ્યું, "મધુરિમા, એ કોનો શબ્દ આવે છે ?" મધુરિમા વળી જૂઠું બોલી, "શબ્દ શો ?" પુનઃ મંદિરાનંદ ચૂપ થઇ ગયા. મધુરિમા તે તરૂણ પુરૂષ પાસે ગઇ, ને ધીમે ધીમે વાતચિત કરવા લાગી. મંદિરાનંદના મનમાં એવો ખ્યાલ આવ્યો કે ચાકર પેહેલા બાહર ગયો ને પછી છુપી રીતે પાછો આવ્યો છે, ને હવે તે છાનોમાનો ચાલી જઇને પાછો ખુલ્લી રીતે ઘરમાં આવશે.

સુજ્ઞ સ્ત્રીઓનો નિત્ય ધર્મ છે કે સ્વામિ સાથે નિષ્કપટભાવથી વર્તવું જોઈયે, ને પોતાનો સં-સાર તેજસ્વી કરવા માટે નિરંતર સત્યજ ભાષણ કરવું જોઈયે વખતોવખત એમ બને છે કે કંઈ વાત સ્વામિને નથી કહેવાતી, પણ તે યોગ્ય તો નહીંજ.

મધુરિમા સાધવી સન્નારી હતી; પણ તે જ-રાક વિચારમાં પાછળ હતી, ને તેથીજ તેના સ્વા-મીના ઉદ્વેગનું અલ્પકાળ તે કારણ થઇ પડી.

તે થોડીકવાર બીજા ઓરડામાં રહી ને જે પુરૂષ ઘરમાં આવ્યો હતો તેની સાથે વાતચિત કરી. જ્યારે તે તરૂણ પુરૂષ જવા લાગ્યો ત્યારે તે બોલી, "ભાઇ, જેમ તું આવ્યો છે તેમજ જા, નહીં તો જણાઇ આવશે." આમ કહીને બહારના બારણા આગળ જઈ તે તરૂણને વિદાય કીધો, પરંતુ બારણું બંધ કરતાં પાછો ચુંઉઉ ચુંઉઉ શબ્દ થયો, એટલે મંદિરાનંદે પુછ્યું, "રે કોણ છે?" ત્યારે મધુરિમાએ કહ્યું, "ચાકર આવ્યો છે કે નહીં તે જોવાને મેં બારણું ઉઘાડયું છે?"

આમ બોલતાં બોલતાં તેણે બારણાં બંધ કીધાં; ને તેટલામાં તુરતજ પાછું બારણું ઠોકાયું; એટલે મધુરિમાએ જઈને ઉઘાડયું, ને ચાકર સાથે વાતચિત કરતી કરતી તે ઘરમાં આવી. આથી મંદિરાનંદના મનમાં સ્પષ્ટ મનાયું કે, "હવે તે પ્રકટ રીતે આવ્યો! હાય!"

---

## પ્રકરણ ૧૨ મું.

### શયન મંદિરમાં.

* ॥ तदलं त्यज्यतामेष निश्चयं पाप निश्चयं ॥

સૂર્ય અસ્ત પામ્યો. જગત્ ગાઢતિમીરાવૃત થઈ ગયું છે–ચોમેર અંધકાર વ્યાપી રહ્યો છે. પણ તેનાથી વિશેષ અંધકાર મંદિરાનંદના હૃદયમાં છવાઈ રહ્યો છે. જગત્‌ના અંધકાર સાથે તે પોતાના હૃદયના અંધકારને જાણે એકત્ર કરતા હોય તેમ જણાય છે. અરૂણોદય તે માત્ર હવે

---

* તે બસ છે, આ તજ, નિશ્ચે એ પાપજ છે પાપ

તેના મનમાં તો હાંસીજ છે. રાત પડતા, સર્વે જગત્ જાણે રડે છે, ને સૂર્ય ઉગતા હસે છે. એમજ જગલીલા થાય છે. સમસ્ત જગત સૂર્યના પ્રકાશથી પ્રફુલ્લીત થાય છે. કરોડ ચિંતા હો, પણ રાત પડી કે તે સર્વે નિરૂદ્વેગતાને પામે છે. જામિની પોતે તો મલિન છે, ને તેથી તે સર્વને મલિન (શાંત) કરીને પોતે પ્રફુલ્લ રહે છે, પણ અંતે તે કાળી છે!

રાત પડી એટલે તો મંદિરાનંદના હૃદયમાં અપાર સંતાપ થઇ આવ્યો. રાત્રિની શ્યામતાએ હૃદયમાં તેના પૂર્ણ પ્રેમથી જાણે નિવાસ કીધો હોય તેમ તેનું મન અંધકારમય થઇ ગયું! સંદેહ! શંકા!! વેહમ! મનુષ્યને, ગમે તેવો તે પ્રફુલ્લિત હૃદય । હોય છે તોપણ ઉદાસ બનાવી દેછે. આનંદીના આનંદનો લોપ થાય છે. મૌજી મોજ ભૂલી જાય છે. વિલાસી સૂમ બને છે. રે સંદેહ! ઘણો નઠારો છે. સર્વ સુખનો તે નાશકરતા છે. તેમાં દંપતિ પ્રેમમાં સદેહ આવ્યો, થઇ ચુકયું! સર્વ સુખનો ક્ષણમાત્રમાં નાશ થઇ ગયો.

મધુરિમાએ રસોઇ કરીને મંદિરાનંદને ભોજન માટે

બોલાવ્યા, પણ 'મને ભુખ નથી,' એમ કહીને મંદિરાનંદે વાળું નહીં કીધું. સૌએ વાળુ કીધું. સૌ જન પોતપોતાના સયનસ્થાનમાં ગયા, પણ મધુરિમા સ્વામીની સૈયા પાસે બેસીને તેને પવન નાંખવા લાગી. મંદિરાનંદના મનમાં એવોજ વેહેમ આવ્યો કે મધુરિમા તેને ઉઘાડી દેવાને આ પ્રમાણે પવન નાંખે છે; તેથી તે બોલ્યો, "આજે મને કંઈ પવનની જરૂર નથી, મને તાવ આવ્યો છે, ને તાઢ વાય છે. તું હવે સુઇ જા."

મધુરિમાએ સ્વામિના મસ્તકપર હાથ ફેરવ્યો, તો તાવ ધગધગી રહ્યો હતો. થોડીવારમાં મંદિરાનદ પણ સુઈ ગયા, પણ તેને નિંદ્રા નહીં આવી, તેથી પલંગમાં ઉઠીને બેઠા થયા, ને વિચારવા લાગ્યા કે, 'આવી સ્ત્રી સાથે હવે કેમ રેહેવાશે ?' તે મધુરિમાને વિષધર સર્પણી જેવી જોવા લાગ્યો. થોડીવાર સુધી તે નાના પ્રકારના વિચાર કરીને પછી પ્રકાશપણે બોલ્યો;

"મધુરિમા, તારા જેવી ગુણવાન સ્ત્રીને આવું કર્મ ઉચિત નથી. તું આવી નિષ્ઠુર થશે એવો

મને સ્વપ્નામાં પણ વિચાર નહોતો. હું આંધળો થયો, સુરદાસ થયો, તેથી મને તો આશા હતી કે તું મારી સારી રીતે સેવા કરશે, પણ તે તો રહ્યું, ઉલટું તેં મારો ત્યાગ કીધો, છેહ દીધો!" આટલું બોલતાં તો મંદિરાનંદના નેત્રમાંથી આસું પડવા લાગ્યાં, ને તેના દિર્ઘનિશ્વાસથી મધુરિમા જાગી ઉઠી; પણ તે પોતે જાગી છે તે સ્વામિને જણાવ્યું નહીં. તે મુંગી રહીને મંદિરાનંદની વાત સાંભળવા લાગી. તે કંઇ કપટભાવથી સાંભળતી નહોતી, તેના મનમાં કપટ નહોતું, પણ સ્વામિને શી પીડા થાય છે તે જાણવામાં આવે તેટલા માટે તે અબોલ પડી રહી.

વળી મંદિરાનંદ બોલ્યા, "મધુરિમા, ક્ષમા કર, હું તને વૃથા દોષ દઉ છું. એ દોષ તારો નથી, પણ મારા અદૃષ્ટનોજ છે. તેં તો મને તેજ દિવસે વાંચતા અટકાવ્યો હતો, પણ મેં તારૂં કહ્યું માન્યું નહીં, ને તેથી આંખ ગઇ. મારૂં ભાગ્ય જો સારૂં હોત તો તે દિવસે હું તારી વાત કેમ નહી માનતે? મારૂં ભાગ્ય રૂડું હોત

તો તું મને શું કામ ત્યાગ કરતે ? પણ મધુરિમા, કદી તારી આંખ ગઈ હોત તો શું હું તારો અનાદર કરતે? શું તારો ત્યાગ કરતે ? કે બીજે સ્થળે લગ્ન કરતે ? મધુરિમા, તને નેત્ર છે ખરાં, પણ મારૂં હૃદય તું જોઈ શકતી નથી કે હું તને કેટલો ચાહું છું. તારા વિના હું જીવી શકું તેમ નથી એ તું જાણતી નથી. તું કહેશે કે, 'અંધાને ચાહવાની શી આવશ્યકતા છે?' એ વાત સત્ય છે. પણ મધુરિમા, તારૂં અંતર તો મૃણાળથી પણ કોમળ છે તે કઠોર-કર્કશ-કઠીણ થશે? તું મને ચાહે છે તેથી નહીં; પણ તારી રીતભાતથી, તારા જ્ઞાનથી હું જાણું છું કે તું કોમળ છે. પણ જો તું મારૂં અંતરકષ્ટ એકવાર જોય તો તારી ખાત્રી થાય કે હું ત્યાગવા યોગ્ય નથી. તારૂં હૃદય નરમ છે, તેથી કોઇ પરાયો મનુષ્ય હોય તો તેનું કષ્ટ પણ તું સહન કરી શકે નહીં, તો મારૂં કષ્ટ તું જોયા કરે એ માનવા જોગ નથી. મધુરિમા, તારા અંધપતિ તરફ જો, તેનો પ્રેમ જો, તેની દયા કર, પછી સન્નારીના વૃતને લાંછન લગાડ. તેં જે કંઈ કીધું તે માટે હું જ-

રાપણુ ક્રોધ કરતો નથી, પણ મારો ત્યાગ મહીં કર. તારા લક્ષાવધિ કોટયાવધિ દોષ હોય તોપણુ તું મારી છે, મારી અંતરની દાઝ જાણુનારી છે. મારી ભાર્યા છે, હું તારો ભર્તા છું, અને તું એમ કહે કે હું તમારીજ છું તો બસ, મારો આત્મા કૃત્યકૃત્ય થયો હું ગણીશ.''

મંદિરાનંદનું આવું કઠોર બોલવું સાંભળી, મધુરિમા સડકજ બની ગઇ. તે કંઇ સમજી નહીં કે એ શું બોલે છે. તેની આંખમાંથી પુષ્કળ પાણી વહ્યાં, પણુ તે કંઇ બોલી શકી નહીં. બોલવાને તેની હિંમત ચાલી નહીં. જો મધુરિમા બોલી હોત તો તેના સ્વામિના અંતરનો સંતાપ તરત મટત. તેને બોલવા ચાહ્યું, પણુ તે મુંગીજ થઇ ગઇ. કહો કે એકવારના સ્વલ્પઅપરાધથી પ્રભુએ તેની જીભ શિવી લીધી.

---

# પ્રકરણ ૧૩ મું.

## લગ્ન.

જેહિ દિસિ બૈઠે નારદ ફૂલી,
તેહિદિસિ તેઈ ન બિલોકેઉ ભૂલી.

કાર્તિક સુદ દ્વાદસીને દિવસે સુંદરીના લગ્ન નક્કી થયા છે. વિગ્રહાનંદ આનંદ સલિલમાં વહી રહ્યા છે, ને વિઘ્નસંતોષીરામ દુઃખમાં ડુબીગયા છે. વિગ્રહાનંદપર વિઘ્ન સંતોષીરામનો ભારે કોપ થયો છે. તે મનમાં વિચાર કરવા લાગ્યો: "વિગ્રહાનંદે તો 'ધરના'નો ઢોંગ કીધો હતો. પ્રથમથી જ તેણે ધરના (મરણ) ધર્યા હોત તો મારી આબરૂની અવદશા આજ થતે નહીં, ને મારા કુળને આજે ઘરડે ઘડપણ લાજ લાગતે નહીં."

ગોકુળરાયજી આખો દિવસ વિવાહના કાર્યમા રોકાઇ રહ્યા હતા, એટલે તેને પોતાના બનેવી પાસે જઇને કંઈ વાતચિત કરવાનો વખત મ- ળ્યો નહોતો સર્વ રીતની લગન સામગ્રી તૈયાર થઈ હતી. મંડપ પંણ ઠીક શણગાર્યો હતો. આવતી

કાળે લગ્ન છે, આજે દેવઉઠી એકાદશી છે. એ આખી રાત વિઘ્નસંતોષીરામને નિંદ્રા આવી નહોતી.તેના મનમાં તો ખાત્રી હતી કે સુંદરી સાથે કાલે સંઝયા કાળના તેનો હાથેવાળો મળશે. 'જી. યાવર તોરણે આવ્યા' ને 'બાળાવર ઘોડલે ચઢયા,' એવા મંગળગીત જાનડીઓ ગાશે તેનો ઊત્સાહ તેના મનમાં અપાર છે; પણ વગર પેહેરામણીએ પરણવું પડશે એ વિચારથી તે મનમાં બળ્યા કરે છે. વિગ્રહાનંદને, તે મનમાંથી હજારો હજાર ગાળો દે છે, તેને માટે હાથ પગ પછાડે છે, તેનું મોઢું જોતાં દાંત નથી તોપણ હોઠ પીસે છે, ને મનમાં કહે છે કે તે 'મૂવો કાં નહીં, કે મારે વગર દ્રવ્યે કન્યા પરણવી પડત નહીં.'

લગ્ન દિવસે બ્રાહ્મણોના રીવાજ પ્રમાણે વિઘ્નસંતોષીરામે અને વિગ્રહાનંદે ઉપવાસ કીધો હતો. ચાર વાગ્યા કે બીજા ઘરમાં તેડી જઇને વરરાજાને નવડાવ્યા, ને લુગડાં પેહેરાવ્યાં; ને હાથમાં નાળિયેર લઇને તેઓ માહેરામાં આવીને બેસવા માટે તૈયાર થઇ રહ્યા. ધીમે ધીમે ન્યાત

જ્યાતના મનુષ્યો તથા દોસ્તદાર ભાઇબિંધ આવી પહોચ્યા. સૌ વિઘ્નસંતોષીરામનું ફુટડું રૂપ જોઇને મનમાં બહુ હસતા હતા. માથાપર ગોળ મટોળ ગાગેર જેવી પાઘડી પેહેરાવી દીધી હતી, ને લાલ જામો તથા પટકો લટકાવી દીધાં હતાં. પાન ખાતા ને પચપચ પિચકારી મારતા હતા ને નાકમાંથી સડક સડક સડુકા ભરતા હતા તે જોઇને સર્વે કહેતા કે. 'વાહઃ વરરાજાના ભાગ્યનો તો પાર નથી.' લગ્નકાળ રાત્રિનો હતો વખત ઘણો હતો. તેવામાં જે કોઇ આવતા તે સર્વે વરરાજાને બનાવતા-જ આવતા હતા. વિઘ્નસંતોષીરામની ઠઠા મશ્કરીનો પારાવાર હતો. કોઇ આવીને કેહેતા કે, "કમ પંડયાજી, તમારી ફોઇયે તમારૂં નામ ઠીકજ રાખ્યું છે! નામનું સાર્થક કરજો. તમારા ઘર કંઇ જેવા તેવા નથી, પુરાણા છે પુરાણા!" બીજો કેહેતો, "અરે પંડયાજી તો બાંકા છે બાંકા, દેખોની એમની પાઘડીમે કીતને ટાંકા હૈ!" તીજો કેહેતો કે, "પંડયાજીને ત્યાં તો ગાયકવાડ મહારાજ આવશે! ને તે કન્યાદાન દેશે!" આમ

અનેક પ્રકારની ઠઠોલી ચાલતી હતી. શાસ્ત્રી મહારાજ મનમાં મલકાતા, વળી બળતા, અને વળી ફુલાઇને બોલતા કે, 'હા, તમો કહો છો તે સત્ય છે. ભાઇઓએ આવીને મને શોભા આપી એ મારાં મોટા નસીબ. અમારા ઘરડા કંઇ જેવા તેવા નહોતા, પાંચ પાંચ સોમયાગ કીધા છે, દશ વારતો લહાણાં કીધાં છે, હજાર હજાર માણસોની ન્યાત જમાડી છે,' વગેરે વગેરે બોલતા ને ઘણા હરખાતા હતા. પણ મનમાં ચિંતા એ થતી હતી કે કંઇ રૂપીયા નહીં મળે એતો ઠીક નહીં. જેઓ આ લગ્નનો મર્મ જાણતા હતા તેઓ તો શાસ્ત્રી મહારાજની ફુલાસ જોઇને ઘણા હસતા હતા.

થોડીવાર પછી વિઘ્નસંતોષીરામે કહ્યું, "ગોકુળરાયજી ક્યાં છે?"

વિગ્રહાનંદે પુછ્યું, "શું કામ છે?"

વિઘ્નસંતોષીરામ ચીઢવાઈને બોલ્યા, "તેની સાથ મને કંઇ ખાસ કામ છે, એકવાર ઉતાવળથી બોલાવો તો ખરા."

ગોકુળરાયજી ઘરમાં કામકાજમાં રોકાઈ ગયા હતા, તેથી તેને આવતાં કંઈ વાર લાગી; એટલે વિઘ્નસંતોપીરામ બીજવાઇને બોલ્યા, "અરે ! હું આટલી વાર થયા બુમ મારૂં છું ને હજી ગોકુળરાય કેમ આવતો નથી ?"

પાસે એક બ્રાહ્મણ બેઠો હતો તે તેનું આવું ચીઢયું બોલવું સાંભળીને મશ્કરીમાં બુમ મારી ઉઠ્યો, "ભુદેવ ગોકુળરાયજી, અરે દોડોદોડો, શિશુપાળ મહારાજ ક્રોધે ભરાયા છે !"

વિઘ્નસંતોપીરામ તે સાંભળીને બોલ્યો, "એ તમો શું કહો છો ?"

તે બ્રાહ્મણે કહ્યું, "મહારાજ, કંઇ નહીં. એ તો બેઘડીની વાત !"

વિઘ્નસંતોપીરામ મનમાં બહુ વિમાસણમાં પડી ગયા, પણ શું કરે ? એટલામાં ગોકુળરાયજી આવ્યા, તેને જોઇ સાઠ વરસના કોડીલા જ્યાવર બોલ્યા, "આવી મજાક ઠઠાની જગ્યાએ હું પરણીશ નહીં, કોઇ મને અત્રે સુખે બેસવા પણ દેતું

નથી. મારી કોઈ બેહેનની પણ કોઇ ખબર પુછતું નથી, એ શું લગ્નના ઢંગ છે કે?"

ગોકુળરાયજીએ સૌને કહ્યું, "ભાઈઓ, તમો કોઈ વરરાજાની મજાક કરતા નહીં!" કેટલાક બ્રાહ્મણ છોકરા હોહો કરી ઉઠયા, તેઓને શાંત પાડીને પછી ગોકુળરાયજીએ કહ્યું, "આજે લગ્ન છે, તો વરરાજાને સૌ બનાવે, તેમાં ગુસ્સે શાના થાઓ છો? તમો એમનું બોલવું સાંભળો છો શું કામ?"

વિઘ્નસંતોષીરામ–પણ હું પેહેરામણી વગર પરણીશ નહીં. મને મારી પઠ્ઠણના ૩૨૦૦ મળવાજ જોઇએ. શું મારૂં કુળ કંઇ નિચું છે કે હું વગર પેહેરામણીએ પરણું? દાયજો તો પ્રથમથી અહિંયાં મૂકો.

ગોકુળરાયજી–એમ કેમ બનશે? તમોએ પ્રથમથીજ કહ્યું હતું કે હું પેહેરામણી નહીં લઈશ; તો હવે એ કેમ બને?

વિઘ્નસંતોષીરામ–મેં ક્યારે ના પાડી છે કે

પેહેરામણી નહીં લઉ? મને પુછ્યું છેજ કોણે? વિગ્રહાનદે વરરાજાને પ્રથમથીજ શિખવી મુકયું હતું કે લગ્ન ટાંણે જો તમો દમબમ કસશો તો કંઈ મળશે, તેથી વરરાજાએ આ તાલ કીધી.

ગોકુળરાયજી—પણ વિઘ્નસંતોષીરામજી, તમોએ વિગ્રહાનંદને તો ખુલ્લું કહ્યું હતું કે હું દાયજા વિના પરણીશ, તે કેમ ભૂલી ગયા? શું તમે કહ્યું નહોતું? વિગ્રહાનંદ, કેમ કહ્યું હતુંને?

વિગ્રહાનંદ—હાં—નહીં—એ તો—અરે—એમ નહીં. પણ ગોકુળરાયજી, કુલીન જમાઇને લગ્ન વખતે આપણી આબરૂ પ્રમાણે કંઈ આપવું તો જોઇયેજ! કંઇપણ આપ્યા વગર કેમ ચાલે?

ગોકુળરાયજી—એ તો આપનો જુલમ થયો?

વિગ્રહાનંદ—નો રેહેવા દો એ વાત, પછી સૌ થઈ રહેશે. હમણાં તો તમો મંગળ કાર્ય કરો. કન્યાની માતાને બોલાવો કે તોરણે તેડીને વરને પુંખે. રાયજી, હવે એ આપણા જમાઇ થયા, પાંચ પચાસમાં શી બીસાત બળી છે.

ગોકુળરાયજી—એ વાત નિરાળી છે. વિઘ્નસં-

તોષીરામને કન્યા પરણાવીએ પછી બીજી વાત, ને પછી સગાકુટુંબની વાત, તે વેળાએ સૌ અપાય લેવાય, હમણાં કેમ અપાય ?

રાયજીના આ બોલવાનો શુદ્ધભાવ સમજાતો હતો કે હજુ કન્યા તો આપીયે, પછી જમાઇ ને સગપણની વાત થાય. આ મર્મની વાત સમજીને, વિગ્રહાનંદ ને વિઘ્નસંતોષીરામ બંનોએ સાથેજ પુછ્યું; “રાયજી, એમ બોલવાનો મર્મ શો ?”

ગોકુળરાયજી-તમે કહ્યું કેની, કે જો પેહેરામણીમાં બસો રૂપીઆ નહીં મળે તો લગ્નજ કરવાં નથી; તેથી મેં આમ કહ્યું.

પણ ગોકુળરાયજીની વાત સાંભળીને તે બંનેનું હૃદય કંપી ઊઠયું. વિઘ્નસંતોષીરામે વિચાર્યું કે રૂપીયા માગીને મુરખાઈ કીધી. પછી રાયજી ને બે ચાર માણસો ઘરની અંદરના ચોકમાં ગયા; ને વિઘ્નસંતોષીરામ વિચારમાં પડી ગયા કે રૂપીયા શું કામ માગ્યા, પણ એટલામાં ઘરના ચોકમાંથી વેદની ધ્વનીનો શબ્દ નિકળ્યો, ઢોલ તાસાં વાગ્યાં, ને ‘ઢોળાઢમકયાં ને વરવહુના હાથ

મળ્યા,' એવા ગીતનો અવાજ આવ્યો. અને એટલામાં ગોકુળરાયજી ઘરમાંથી બહાર આવ્યા.

વિગ્રહાનંદે પુછ્યું, "શું લગ્નનો વખત થયો ?"

રાયજી–એમ જણાય તો છે.

વિગ્રહાનંદ ટટપપ ટટપપ શબ્દથી પુછવા લાગ્યા, "એ બોલવાનો શો અર્થ ?"

ગોકુળરાયજીએ કહ્યું, " એનો અર્થ એજ કે લગ્ન તો થઇ ગયાં. હવે વળી એનો બીજો અર્થ શો પુછો છો ?" આટલું બોલીને સાજનીયા ગૃહસ્થોને મોટેથી કહ્યું, "ઉઠો ભૂદેવો, વરકન્યા મંગળ ફેરાફરી રહ્યાં ને જમવાનો સમય થયો છે."

આ વિવાહ મંડળમાં કેવા પ્રકારે કામ થનાર છે તે સાજનીયા તથા બીજા સર્વે સારી રીતે જાણતા હતા, ને કન્યાના ઘણા ખરા સગા પણ જાણતા હતા, એટલે કોઈ ચકિત થયું નહીં; માત્ર વિઘ્નસંતોષીરામ ને વિગ્રહાનંદજ અણુજાણુ હતા ને તેથી તેજ ચકિત થયા. સૌ ઉઠયા ત્યારે હસી હસીને વિઘ્નસંતોષીરામને હાથ જોડીને ઉઠતા હતા. ન્યાતિલા પણ જે હાજર હતા તેમાંનો ઘણો મોટો

ભાગ આજના લગ્નથી રાજી હતો. આ સર્વ મામલો જોઇને વિઘ્નસંતોપીરામના ડોળા ચકલવકલ થઇ ગયા. તેઓ બુમ પાડી ઉઠયા, "રાણી સરકારના કસમ છે, મહારાજા ગાયકવાડની આણ છે. રે જુલમ, જુલમ. મારી સ્ત્રીને લઇ જાય છે, કોઇ ન્યાય કરો, ન્યાય કરો, પકડો, પકડો!"

વિગ્રહાનંદ બોલ્યા, "વિઘ્નસંતોપીરામ, જરા થોભો, જાણવા તો દો કે એ શું ગડબડ છે."

પણ જેમ જેમ વિગ્રહાનંદ તેને બુમ મારતાં અટકાવે તેમ તેમ તે વધારે બુમ પાડે. તે બોલવા લાગ્યો, "ઓ બાપરે, મને લુટી લીધો, મને મારી નાંખ્યો. ઓ ન્યાતવાળાઓ, તમને મહાદેવની દુવાઈ છે, મારો ઇનસાફ કરો, મારી સ્ત્રી અપાવો."

ગોકુળરાયજીએ વિગ્રહાનંદનો હાથ પકડી કહ્યું, "શી ગડબડ છે તે જોવા ઇચ્છા છે કે સાંભાળવા?" વિગ્રહાનંદજીએ કહ્યું, "જોવા ને સાંભળવા બેય."

રાયજીએ કહ્યું, "તો ચાલો મારી સાથે પાછલા ચોકમાં."

એમ કહી ગોકુળરાયજી, વિગ્રહાનંદને પોતાની સાથે તેડીને ઘરની અંદર ગયા. તેની પાછળ વિઘ્નસંતોષીરામ પણ ઘસડાયા, ને ન્યાતવાળા પણ સઘળા ગયા. સમજુક ન્યાતવાળા ઘણા રાજી થયા હતા, પણ કેટલાક બુઢાઓ આ બનાવ જોઇને ઘણા દિલગીર થયા, છતાં વિઘ્નસંતોષીરામનું વય હવે પરણવા યોગ્ય નહોતું ને તે પરણવા આવ્યો તે માત્ર પૈસાને માટેજ આવ્યો હતો તેથી તેની આ ફજેતીથી તેઓને કંઈ ઝાઝું લાગ્યું નહીં. વળી અમદાવાદી વડોદરીયા ઔદચોને પેટલાદી સાથે બનાવ નહોતો, ને પેટલાદી આપણા આવા સુંદર કન્યારત્નને લઇ જાય તેથી તેઓને ઇર્ષા પણ આવતી હતી; ને તે કારણથીજ ગોકુળરાયજીની કોઈ વિરૂદ્ધ થયું નહીં. વળી સવિતાને સુંદરીનું જોડું જુગતેજુગતું હતું તેથી પણ સૌ વધારે રાજી થયા હતા.

ઘરમાં ગયા પછી રાયજીએ વરરાજાને કહ્યું, "આ તમારા સસરાજી છે, તેમને પગે લાગો." સવિતાશંકર પગે પડયો એટલે વિગ્રહાનંદ ક્રોધથી

બોલ્યો, "હું તમને શું આશીર્વાદ દઉં? હું એજ કહું છું કે તમારૂં સત્યાનાશ જાઓ!" વિઘ્નસંતોષીરામે કહ્યું, "તમો હમણાં મરો તોજ મારો આત્મા ઠરે."

રાયજીએ આ પ્રમાણે બનેવીના મોઢાથી મંગળ સમે અમંગલ વાત સાંભળી એટલે તેમને ધમકાવીને કહ્યું, "ચાલો હવે ટકટક કરચા વગર ચાલ્યા જાઓ. તમો આ બાળકીના પિતા નથી, પણ પૂર્વજન્મના શત્રુ છો. આજ આનંદને દિવસે અમંગળ શબ્દ કાઢતાં તમને શરમ નથી આવતી? જેટલી મોટી જીભ નથી તેથી વધારે લાંબી વાત કરો છો, શરમ છે તમને!"

આમ કહેતાં, બંનોને પાછા હઠાવ્યા, પણ બંનો આખા દિવસના ઉપવાસી હોવાથી વિગ્રહાનંદ ભીત સાથે અથડાયા, ને વિઘ્નસંતોષીરામ જમીનપર પડી ગયા. એટલે તે મોટે મોટેથી બરાડા પાડવા લાગ્યો: "રે કોઇ બચાવો, મને મારી નાંખ્યો; મારા પૈસા છીનવી લીધા. રે ગાયકવાડના ન્યાયીરાજ્યમાં મને આ પ્રમાણે

માર માર્યો. હાય ! હાય ! કોઇ ન્યાતિલા પણ મને મદદ કરતા નથી."

તેમની બુમ સાંભળીને બહારના સઘળા લોકો દોડયા આવ્યા. બંનેએ જણાવ્યું કે હમને ઘણાં માર્યાં છે, અમો ચોકીપર ફરીયાદ જઈશું, ને તમારે સાક્ષી આપવી પડશે. વિઘ્નસંતોષીરામે કહ્યું, "જો ભાઈઓ, મારા બસો રૂપીયા લૂટી લીધા છે. પલ્લાના ઘરેણા પણ લઇ લીધા, ને મારી મા ને બેહેનના જડાવ દાગીના પણ લઈ લીધા છે. ઠીક છે, બચ્ચાજીઓ, હું ઠેઠ સુધી પહોંચીને તમારી ખબર લઇશ. યાદ રાખો, હું કોણ છું તે તમો જાણુતા નથી, તેથીજ આ કાળું કીધું છે, પણ હવે જોજો તમાસો !"

ગોકુળરાયજીએ કહ્યું, "મહારાજો, તમને પસંદ પડે ત્યાં જાઓ, કોઇ અટકાવ કરતું નથી. પણ અહીંયાં તોફાન કરશો તો હું પોલીશને બોલાવી મુસકાટાટ કરાવીને મોકલાવી દઇશ. તમો જાણુતા નથી કે હું કોણ છું ? અને ભલા થઇને હવે જે થયું તે ભૂલી જઇને ચાલો જમ-

વાને. હવે તો છેડાગાંઠ બંધાઇ ચુકી તે કોઇથી પણ મિથ્યા થનાર નથી, સમજ્યા ?"

પણ બંનો જણ, હજારો ગાળો દેતા ઘરમાંથી બહાર નિકળી ફરીયાદ કરવાને દોડયા ગયા.

---

## પ્રકરણ ૧૪ મું.

### ખુલાસો.

* ।। किमपि मनसि सम्मोहो तदाबलवानभूत ।।

રાત્રીના લગ્નની ધામધુમ પુરી થઇ ગઇ, ને સૌ પોતપોતાને ઘેર વિદાય થયા ત્યારે મધુરિમા પણ પોતાને ઘેર આવી. આ લગ્નમાં તેણે મુખ્ય ભાગ લીધો હતો, પણ તેના અંતરમાં અથાક ઉદ્વેગ થતો હતો કે જે સત્ય વાત પોતાના પતિને કેહેવાની હતી તે કહી નહીં. છતાં તેણે પોતના ભાઇના લગ્નમાં સારી રીતે કામકાજ કીધું હતું. તેનોજ સર્વે કારભાર હતો, ને તેનેજ આ લગ્ન થવાથી સૌથી વધારે હર્ષ થયો હતો.

---

*મનમાં સંમોહ વ્યાપે ત્યારે તે બળવાન થાયછે.

સ્ત્રીનો સહજ સ્વભાવિક ધર્મ છે કે પતિને પૂજવો ને તેની સેવા કરવી, ને પતિને કોઈપણ પ્રકારે શોકતપ્ત ન કરવો. ભાર્યા તેજ છે કે જે પતિ પ્રાણા છે, ભાર્યા તેજ છે કે જે ભર્ત્તાની આજ્ઞાનુસારણી છે, ને ભાર્યા તેજ છે કે જે પતિને ત્રણેકાળમાં સર્વ પ્રકારે સંતોષાનંદ આપવાને ઉમંગી રહે છે.

મધુરિમા સ્વામિ સેવામાં સદાજ તત્પર રેહેનારી સ્ત્રી છે; ને તે કદિપણ સ્વામિનું પ્રિય કરવામાં પાછળ પડતી નથી.

સવિતાના વિવાહ સંબધી સર્વ વાર્તા તે જાણતી હતી, પણ તે વાર્તા તેણે મંદિરાનદને જણાવી નહીં, એટલા માટે તે ઘણી શોકાકુળ રહેતી હતી. જો કે તે સવિતાના વિવાહમાં ગઈ હતી પણ તેના મનમાં એવોજ વિચાર રમી રહ્યો હતો કે કયારેને ઘેર જાઉ ને સર્વ વાર્તાનું સ્પષ્ટીકરણ કરી સ્વામિને સંતોષ પમાડું

લગ્ન ક્રીયા પૂરી થઇને તે તુરત ઘેર આવી. આવતાનેવાર ધસીધસી તે મંદિરાનંદના ઓરડામાં ગઈ શય્યાપર તે સુતો હતો, તેની પાસે

જઈ, તેના પગને હાથ લગાડી જગાડયો. પછી તે બોલી "સ્વામિનાથ, આપને એક સુસમાચાર જણાવું તો આપ મને શું આપશો ?"

મંદિરાનંદે કહ્યું, "કોણ, મધુરિમા ? શું સુસમાચાર આપે છે ?"

મધુરિમા બોલી, "પણ કહો, કે તમો મને શું આપશો ?"

મંદિરાનંદ–"આ અંધા-સુરદાસ તમને ન આપે એવું શું છે વારૂં ?"

મધુરિમા—હું તે વાત સાંભળતો નથી. તમો એ વાર્તા સાંભળીને પ્રસન્ન થશો કે નહીં, ને મારા સર્વે અપરાધ માફ કરશો કે નહીં, તે કહો.

મંદિરાનંદ–આ આંધળાનો ક્રોધ તમારૂં શું વિપરીત કે અકલ્યાણ કરી શકે તેમ છે ?

મધુરિમા—ત્યારે આમ કહો કે તમો કંઇજ કરશો નહીં: અપરાધ ક્ષમા કરશો નહીં, કંઇ આપશો પણ નહીં, ને આનંદ પણ પામશો નહીં. જેવી તમારી ઇચ્છા. હું આપને એ વર્તમાન જણાવું

છું કે સુંદરી સાથે સવિતાશંકરનાં લગ્ન થયાં છે.

મંદિરાનંદ—એમ કેમ બને ? વિઘ્નસંતોષીરામ લગ્ન કરવામાં આવ્યો હતો તેના શા હાલ થયા ?

મધુરિમા—જેવા શિશુપાળના થયા હતા તેવા.

મંદિરાનંદ—જરાક સ્વસ્થાથી સર્વે વાર્તા જણાવો તો ઠીક.

મધુરિમા—વિઘ્નસંતોષીરામને લઇને વિગ્રહાનંદ આવ્યા કે ગુણવંતગવરી તો તેને જોતાંજ છળી પડી. વરરાજાના રૂપ ગુણ ચાતુરી ને વય જોઈને તેણે નિશ્ચય કીધો કે સુંદરીના લગ્ન તેની સાથે કરવાં નથી. આ વાત જાણતા વિગ્રહાનંદે બહુ તોફાન મચાવ્યું. તેઓએ અન્નાહારનો ત્યાગ કરી પ્રાણદાન દેવાનો વિચાર કરી કન્યાદાનમાં વિઘ્ન આણવા ધાર્યું. તે બારણા વચ્ચે લાંબા છટ થઇને સુતા, ને કહ્યું કે ગમે તેમ થાય, પણ મારા કુળને કારણે હું તો સુંદરીનાં

લગ્ન કુળવાનને ત્યાંજ કરીશ. ગુણુવંતગવરી ગભરાઇ, તે શું કરે ? પછી તેણે પ્રપંચ કીધો ને કહ્યું કે સુંદરીના લગ્ન વિઘ્નસંતોષીરામ સાથે કરીશ, અને છુપી રીતે પત્ર લખી સવિતાશંકરને તેડાવ્યો. તે આવ્યો, ને મને મળ્યો. પણ પોતાના સગા ભાઇને મને કહ્યું કે આ વાત હું તમને જણાવું નહીં. મેં તેને ઘણુંએ કહ્યું કે આમ વર્તવાનું પ્રયોજન નથી, તમો જાણુશો તોપણ એ વાત ગુપ્તજ રેહેશે; તથાપિ મારા કહેવાને પણ તેણે ગણકાર્યું નહીં. તે ગૂપચૂપ મને મળવા આવતો હતો. તે બેએક દિવસ ગુપ્ત રીતે આવ્યો, ને દાસીએ તેને જોયો, પણ સંધ્યાકાળ હોવાથી તે તેને ઓળખી શકી નહીં, એટલે તેણે તર્ક બાંધ્યો કે નવો નોકર ગૂપચૂપ ઘરમાં પુનઃપુનઃ પ્રવેશ કરે છે. આ તેનો સંદેહ મારા મનને સંતાપ કરવા લાગ્યો, ને એ મિથ્યા ભુંડી વાર્તાના કોપથી મેં તેને કાઢી મુકી. જતાં જતાં તે તમારૂં મન શંકાશીળ કરતી ગઈ, જે વાર્તા, તેજ રાત્રીના તમારા નિશ્વાસોદ્ગારથી, સંતાપ-

થી, અશ્રુથી મેં યથાર્થ જાણી. તત્સમે મને એમ લાગ્યું કે હમણાંનેહમણાં સર્વ ખુલાસો કરૂં તો ઠીક, પણ પ્રતિજ્ઞા આડી આવવાથી મેં મૌન્ય ધર્યું. આજે ગોકુળરાયજી સાથે સંકેત કરી ગુણવંત-ગવરીએ ઘરમાં ચોરી બંધાવી, માહેરૂં બાંધ્યું ને પ્રથમથીજ બોલાવેલા સવિતાશંકરને કન્યાદાન દીધું. પ્રાણેશ, શું આપ એમ યત્કિંચિત પણ શંકા કરો છો કે આપના જેવા પ્રાણપતિનો એક ક્ષણભર હું ત્યાગ કરી શકું? અરે આપના જેવા—

મંદિરાનંદ વચમાંજ બોલી ઉઠયા, "બસ, બસ, રેહેવા દે હવે, હું સર્વ સમજ્યો. મધુરિમા, મેં તારો મોટો અપરાધ કીધો છે, તું ક્ષમા—"

આટલું બોલતાં તો મધુરિમાએ તેમના મોઢા-પર હાથ મૂકયો, "શું, હું ક્ષમા કરવાને પાત્ર છું? આપ મને ક્ષમા કરો, અને આપની સેવામાં પ્રેમસહિત મને અંગિકાર કરો. મેં સવિતાના કે-હેવાને લીધેજ તમારાથી આ વાર્તા છુપાવી હતી, એ મારો મોટો અપરાધ થયો છે; પણ પ્રાણનાથ, હું લાચાર થઇ ગઇ, તો શું કરૂં?

જ્યારે રાત્રીના તમારા નેત્રમાંથી અશ્રુધારા વહેતી હતી, ત્યારે તે વેળાએ મારા હૃદયમાંથી શોણીતધારા વહી જતી હતી. તમારી સ્ત્રી થવાને તો શું, પણ તમારી દાસી થવાને પણ હું પાત્ર નથી, નાથ ”

પૂર્વાપેરેજ મધુરિમાનો હાથ, પૂર્ણપ્રેમથી પકડીને મંદિરાનંદે કહ્યું, “તારો આ બાબતમાં કશો દોષ નથી. તને કસમ આપ્યા હતા તેથીજ તું સ્પષ્ટ કરી શકી નહીં, તેમાં તારો યત્કિંચિત પણ દોષ નથી; ને દાસીની વાર્તા સાંભળીને મેં તને કલંકી કીધી ને મારા મનમાં સંદેહ ઉત્પન્ન થયો એ મારો મોટો અપરાધ છે. તું મને ક્ષમા કર કે મેં તને સારી રીતે જાણ્યા છતાં, તારા પાતિવ્રતપર શક આણ્યો.” આટલું કહેતાંજ મંદિરાનંદે મધુરિમાનો હાથ પકડી, કંઠની આસપાસ, જેમ વૃક્ષની આસપાસ લતા ફરી વળે તેમ ભેરવ્યો ને પ્રેમાશ્રુનો ઠંડો પ્રવાહ વરસાવી અન્યોઅન્ય નાહી વળ્યાં.

એટલામાં સવિતા ને સુંદરી આવી પહોચ્યાં

બંનોએ જઈને મંદિરાનંદને પ્રણામ કીધા. મંદિરાનંદે કહ્યું, "સવિતાશંકર, તું પૂર્ણ ઐશ્વર્યશાળી થા; ને તારી બેહેનને મેં જે અજાણતાં અપરાધ કીધો છે તે ક્ષમા કર." સવિતાશંકરે કહ્યું, "મુરબીજી, હું આપનો બાળ છું, ને એ વાત શી કહો છો?" પછી સર્વે આનંદ કરતા ત્યાં બેઠા. મધુરિમાએ પ્રભાતમાં સાકર વેહેચી ને કંસાર કરી આનંદ વર્તાવ્યો.

---

## પ્રકરણ છેલ્લું.

### ઉપસંહાર.

* अकिञ्चिदपि कुर्वाणः सौख्यैर्दुःखान्यपोहति।
तत्तस्य किमपिद्रव्यं यो हियस्यप्रियोजनः॥

ઉત્તરરામચરિત.

આજે સવિતા અને સુંદરીનાં લગન થયાને ત્રણ વરસ વીતિ ગયાં છે; ને ગુણવંતગવરી

---

* જો કે જે કાંઇ પણ કરતી નથી, પણ સુખોની વાતોથી દુઃખોને ભૂલાવી દે છે, તે તેનું કાંઈ દ્રવ્ય છે, કે જે જેને પ્રિય છે.

સૌભાગ્ય ભોગવતી, પણ મહાકષ્ટમાં રહીને પણ પતિનું કલ્યાણ ઇચ્છતી સર્વ પ્રકારે દુઃખમાં દહાડા ગાળે છે.

લગ્નને બીજે દિવસે વિઘ્નહાનંદે ગાયકવાડી ક-ચેરીમાં ફરીયાદ માંડી ને સવીતાને સપડાવવાનો ઘણો પ્રયત્ન કીધો હતો, પણ તેમાં તે કોઇપણ રીતે ફાવ્યો નહીં. નકામા ભિક્ષા માંગીને પાંચ દશ રૂપીઆ એકઠા કીધા હતા તે તણાઇ ગયા.

અને વિઘ્નસંતોષીરામે પોલીસમાં ફરીયાદ માંડી હતી કે ગોકુળરાયજીએ મારા દાગીના લુટી લીધા, પણ તેનું તદન તૂટ હતું તેથી તે જેવો ફરીયાદ કરવા ગયો હતો તેવોજ પાછો ફર્યો. પણ ઘેર ગયા પછી વળી એક બીજો આંધળો ને હૈયાફુટો ઔદિચ મળી આવ્યો, તેણે પોતાની તેર વરસની કુમારી પુત્રીનાં લગ્ન કીધાં. લગ્નને છ માસ વિત્યા નહીં તેટલામાં વિઘ્નસંતોષીરામ, ખાવાના સાંસા પડયાને લીધે ને ત્રણ નકોરડા ખેંચી કાઢવાથી માંદો પડયો. ક્ષુધાપીડિત હોવાથી જ્વર લાગુ પડયો. તે કેટલાક દિવસ સુધી ખાટલા વશ રહ્યો.

પૈસા ન હોવાથી ઔષધ ઉપચાર પણ ન થાય, ને તેથી તે રાતમાં એકાએક મરણ પામ્યો, ને ૧૨ સ્ત્રીઓને સામટો ‹ રંડાપો આપી પોતાના ન્યાયકર્તા પાસે ન્યાય લેવાને સિધાવ્યો.

સવીતાશંકર ને સુંદરી પૂર્ણ સુખી હતાં પેહેલે વરસે તો સવીતા પરિક્ષામાં નાપાસ થયો. આ વેળાએ તેને ઘણો સંતાપ થયો, પણ સુંદરીએ તેના મનનું એવી તો ઉત્તમ રીતે સમાધાન કીધું કે તેના હૃદયના પૂર્ણ હુલ્લાસ સાથે તે સર્વ દુઃખ વિસરી ગયો ને તે બોલ્યો, "જેને સદ્ગુણી સ્ત્રી મળે છે તેને અમુલ્ય રત્નો પણ કુછ બિસાતમાં નથી." બીજે વરસે તેણે પરિક્ષા પસાર કીધી. તે પોતાના સુશીલ સ્વભાવથી ગાયકવાડીમાંજ ઘણી સારી નોકરી મેળવી શકયો છે.

સંધ્યાકાળનો સમય છે. સુંદરી ને સવીતા બંને કામાટીબાગમાં ફરે છે. ફરતાં ફરતાં આરસના મંડપ આગળ બંને આવી પહોચ્યાં. પક્ષીઓનો ચોતરફથી આવતો મધુરો કીંહૂં કીંહૂં ને ટીંહૂં ટીંહૂં,

તેમાં ચહલીઓની ચીચી ને કાગડાઓનો વચેવચે સંભળાતો કા કાનો સ્વર, તેમાં આવતો વળી મદગંદ પવન, નિર્મળું આકાશ, ડોલી રહેલી લતાઓ ને ઝુકી રેહેતાં વૃક્ષો, કોઇ કોઇ સ્થળેથી આવનો સુગંધી સમીર, દૂરથી સંભળાતો ગાડીનો ગડગડાટ ને અશ્વનો હણહણાટ, ફાંકડાઓનું ફરતાં ફરતાં મરાતુ તાન, અને ચોમેર જણાતો લીલોતરીનો બહાર, સર્વેને એટલો બધો શોભાયમાન લાગતો હતો કે તે દંપતી આ લીલામાંજ એકતાર થઈ ગયાં, ને તે આરસની બંગલીમાં જઈને મૂંગાં મૂંગાં બેઠાં. સૃષ્ટિલીલા જોતાં બંનોનાં નેત્રતૃપ્ત થતાં નહોતાં, તેવામાં પૂર્વ તરફથી ધીમેધીમે પ્રકાશ કરતો વટસાવત્રિ પૂર્ણિમાનો ચંદ્રપ્રકાશ જણાયો, કે દંપતીના પ્રેમાળ હૃદયનો પૂર્ણ પ્રેમ પ્રકાશ્યો. એકએકને અડીને સાથે બેઠાં છે, એક એકના મધુરા મુખનું પાન કરે છે, તેવામાં સવીતા મંજુળ સ્વરે બોલ્યો; "સુંદરી, તરૂ પ્રફુલ્લીત મુખ કમળ જોતાં મને જનકલલીની પ્રેમ પ્રભાનું ગુમાન આવે છે. વનવાસમાં તે નવ

યૌવના, પ્રેમ મૂરતિ, રાજકુંવરી, સતી સાધ્વી શશીમુખી સીતા, રામને કંઈ પાણી આપીને, કે પગ ચંપી કરીને, કે ગાન કરીને, કે રસોઇ કરી નિત્ય નિત્ય નવ નવાં ભોજન જમાડીને, કે પ્રેમ વાર્તા કરીને, કે વનલીલા નિરખવા નિકળતાં સાથે જઇને, કે રામના પરાક્રમનાં વખાણ કરી-ને કે પિતુઆજ્ઞા પાળા તેને માટે સ્તુતિ કરીને, કે લુગડાં લત્તાની, કે રાજવૈભવની, કે પુત્રને પરણાવ્યા નહીં તેની, કે રાજપાટ ગયા તેની, કે કૈકેયીના અધર્માચરણની, કે લક્ષ્મણના બન્ધુ ભાવની, કે પોતે તે સંગે, સર્વે સુખવૈભવ વિસા-રી, સગાકુટુંબને છોડી આવી તેની વાર્તા કરીને સુખ આપતી નહોતી; પણ સુખાનંદનીજ, નિત્ય નિત્ય નૂતન નૂતન વાર્તાઓ કરીને, તેના મનને ઉદ્વેગ થતો તો સુખ વ્યાપે તેમ પ્રબોધીને આનંદ ઉપજાવતી હતી, ને તેના મનના સર્વે સંતાપોને ક્ષણમાત્રમાં ભૂલાવી દેતી હતી; એ તેનો પતિધર્મ મને અત્યાનંદ આપે છે; તેમજ તારી પ્રેમાળ સદ્વૃતિ સદ્બોધ, મને મારા સર્વે

દુઃખો ક્ષણમાં ભૂલાવી દે છે, એ મારૂં અહોભાગ્ય હું સમજુ છું. સુંદરી, જો પ્રભુ કૃપાએ તારા સુંદર સરોજસમાન સુખમય શોભા સ્વરૂપ સલુણા મુખડાનો મનમાનતો મોહ વધારનાર, ચિત્તચોરનાર લાભ મને મળ્યો નહોત તો મારી અવસ્થા શી થાત ? બેશક, હું વિદ્યાથી ભ્રષ્ઠ થાત, ને સંસારમાં તો એકલવાયો થઇ લુટાતજ. કાં તો મારી જીંદગી એકલવાઇ જાત, નહિ તો હું સદાનોજ પરલોકમાં વાસ કરત."

"પણ ત્યારે સ્વામિનાથ !" સુંદરી બોલી "આપણા બ્રાહ્મણોમાં આવો દુઃખદાયી રીવાજ કેમ પડયો હશે કે માતાપિતા પોતાનાં સંતાનના સુખ માટે તલમાત્ર પણ તમા રાખતાં નથી ?"

"કારણ બીજુ કંઈજ નહી પણ વિદ્યાહિનપણું;" સવિતાએ કહ્યું; "જે કુટુબો વિદ્યાથી કમભાગ્ય છે, તેઓ દિકરા દિકરીનાં લગ્ન કેમ કરવાં, તેઓ સુખ કેમ પામે, તેમનો સંસાર કેમ યશસ્વી નિવડે તેને માટે વિચા-

રજ કરતાં નથી. તેઓના મનમાં તો એમજ છે કે ગમે તેમ ગજે ઓતરૂં ભેરવ્યું કે બસ કૃતકૃત્ય થયા. તેમાં આપણા બ્રાહ્મણ વર્ગમં તો એટલું બધું નિષ્ઠુરપણું વ્યાપી રહ્યું છે કે તેઓ કુળના ખોટા કુતર્કમાં તલ્લીન થઈને પોતા-ની પુત્રીનું લગ્ન હીત કે અહીત કયાં સમાયલું છે તેનો માત્ર યદ્‌વાતદ્‌વા બકવામાંજ વિચાર સમા-વી રાખે છે? કુળ તે શું? એ વંશપરંપ-રાનો વારસો છે. પણ જેમ કોઇને બાપદાદાના લાખો રૂપીયા મળ્યા પછી પાસે ખાવાને ખાખ પણ હોતી નથી, તે છતાં તે જેટલી પતરાજી રાખે છે તેટલીજ, આ કુળવાનના વારસોની પતરાજી સમજવી જોઇયે. કુળ, વંશપરંપરાનો વારસો નજ ગણાવો જોઇયે; કેમકે મૂળ પુરુષે તો પો-તાના સત્કર્મને યોગે કુળસંપતિ સંપાદન કરેલી છે, પણ પાછળના તો માત્ર ફોકટમાંજ કુલણજી બને છે. તેઓ પાસે નથી ગુણ, નથી રૂપ, નથી સત્શા-સ્ત્રજ્ઞાન, નથી વિદ્યા, કે નથી કોઇ બીજો પદાર્થ, તો પછી તેઓનું ગુમાન કેમ મિથ્યાભિમાન જેવું

ન ગણાય? પણ ખરાબ રવૈયાને લીધે આજે કુળવાન પૂજાય છે: બીજામાં તો નહીં પણ કન્યા લેવાદેવામાંજ. પણ હવે કાળ એવો આવ્યો છે કે કુળવાન કરતાં ગુણવાન વધારે પૂજાશે. બ્રાહ્મણોમાં જે અજાણપણું—અજ્ઞાનનો અમલ સર્વત્ર વ્યાપી રહેલો છે તે વખત જતાં નિકળી જશે, ત્યારે તું જોશે કે કુળપર ગુણ એ પ્ટાસન સ્થાપી બિરાજશે, ને ગુણકીર્તિ યશ ગવાશે."

"અસ્તુ !" સુંદરીએ કહ્યું, "જો મારી માતા અજ્ઞાન હોત, તે પણ મૂર્ખી હોત, કુળને પૂજનારી હોત, તો મારી અવસ્થા આજે એવી તો થઇ હતે કે હું જીવતી મરતે પણ હશે, એ વાતનું આજે શું છે ? મારી માતા, મારા સૌભાગ્ય સુખથી સંતોષ પામી, આ સંસારમાં પોતાનેજ સારરૂપ માને છે. અને મારાપર તે મહાપ્રતાપી પ્રૌઢ પદવીએ પટાભિષેક થયેલા પરમાત્માની પરમકૃપા હોવાથી મને મહાભાગ ગણે છે. હું તો એ માટે પ્રભુનોજ પાડ માનું છું, ને આજે આ સંધ્યાકાળે

તે પરમ્ ઉદ્ધારક પ્રભુનું સ્તવન કરીએ કે આપણા આર્ય અનાર્ય થતા અટકે, ને પોતાના સંતાનનાં સુખદુઃખ યથાર્થ સમજે-ને જાણે કે કુળ એ મિથ્યા બડાઇ છે, ને ગુણ સતત સત્ય છે.

(૫૬)

જયજય ભક્તવચ્છળ ભગવાન,-ટેક.

નિજ જનનું નિત રક્ષણ કરતા,
સહજહિ કૃપાનિધાન;
અધમ ઉદ્ધારક ભક્તજન તારક,
વિસ્તારક જશ ગાન.-જયજય.

કરૂણામય કેશવ સુખદાતા,
જગના જીવણ પ્રાણ;
સુંદર શ્યામ મનોહર મૂરતિ,
મમલોચનના ભાણ.-જયજય.

અગણિત ગુણ ગણ ગણ્યા ન જાયે,
નથી કો તુજ સમાન;
પ્રફુલ્લીત રૂપરાશી જગવલ્લભ,
મુકાવી દે અજ્ઞાન;-જયજય.

સહજ દીનહિતકારી નામે,
પવિત્ર થાએ કાન;
અહરનિશ હૃદયામાં રાખું,
મધુ મુરતિમાં માન ને ગુલતાન.-જયજય.

"અને મારે કહેવું જોઇએ કે તે માતા નથી કે જે સંતાનને સદુપદેશ દેતી નથી, તે પિતા નથી કે જે સંતાનના કલ્યાણ માટે વિચારતો નથી."

"આ તે હું કહું છું કે તેજ માતા છે કે જે સંતાનને નીતિનો સર્વોત્તમ ઉપદેશ સદાસર્વદા આપે છે, અને તેજપિતા છે કે જે સંતાનના શ્રીયશસુખ માટે પૂર્ણ કાળજી રાખે છે. તેવાં માતાપિતાનું પરમાત્મા ઇહલોક ને પરલોક સર્વ સ્થળે સદા કલ્યાણ કરે છે." આમ બોલતાં દંપતી પ્રફુલ્લિત હૃદયે ઘર તરફ સિધાર્યાં.

સમાપ્ત.

# ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસમાં વેચાતાં પુસ્તકો.

---

| | કીંમત | પોસ્ટેજ. |
|---|---|---|
| બૃહત્ કાવ્યદોહન ભાગ ૧લો ત્રીજી આવૃત્તિ ................ | ૧- ૮-૦ | ૦-૪-૦ |
| બૃહત્ કાવ્યદોહન ભાગ ૨ જો | ૩- ૦-૦ | ૦-૬-૦ |
| બૃહત્ કાવ્યદોહન ભાગ ૩ જો.. | ૩- ૦-૦ | ૦-૬-૦ |
| બૃહત્ કાવ્યદોહન ભાગ ૪ થો. | ૩- ૦-૦ | ૦-૬-૦ |
| અરેબિયન નાઇટસ-ભાગ ૧ લો બીજી આવૃતી............... | ૨- ૦-૦ | ૦-૪-૦ |
| અરેબિયન નાઈટ્સ ભાગ ૨ જો. | ૩- ૦-૦ | ૦-૬-૦ |
| નર્મકવિતા. .................... | ૭- ૦-૦ | ૦-૮-૦ |
| દયારામકૃત કાવ્યસંગ્રહ ....... | ૨- ૮-૦ | ૦-૪-૦ |
| શ્રી અધ્યાત્મ રામાયણ ....... | ૨- ૮-૦ | ૦-૨-૦ |
| મહાકવિ દંડીકૃત દશકુમારચરિત. | ૧- ૦-૦ | ૦-૨-૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા (ન્યાસ સાથે).. | ૧- ૦-૦ | ૦-૨-૦ |
| રાજતેજોમયી મહારાણીનું જીવનચ-ચરિત્ર ........................ | ૪- ૦-૦ | ૦-૪-૦ |

| | | |
|---|---|---|
| ગંગા—એક ગુર્જર વાર્તા...... | ૧– ૮–૦ | ૦–૨–૦ |
| હિન્દ અને બ્રિટાનિયા (ત્રીજી આ-વૃતિ) ...................... | ૧– ૮–૦ | ૦–૨–૦ |
| રાસલાસની કથા ............ | ૧– ૦–૦ | ૦–૧–૦ |
| કામંદકીય નીતિસાર ......... | ૦–૧૨–૦ | ૦–૧–૦ |
| યમસ્મૃતિ ...................... | ૦– ૨–૦ | ૦–૦–૬ |
| ચારૂચર્યા ...................... | ૦– ૪–૦ | ૦–૦–૬ |
| તપ્તાસંવરણ નાટક ............ | ૦– ૨–૦ | ૦–૦–૬ |
| રાજભકિત વિડંબન............ | ૦– ૨–૦ | ૦–૦–૬ |
| સવિતાકૃત કવિતા ............ | ૧– ૦–૦ | ૦–૨–૦ |
| બાળકૃષ્ણ વિજયનાટક......... | ૦– ૮–૦ | ૦–૦–૬ |
| ગંગાગોવિંદસિંહ. ............ | ૦–૧૨–૦ | ૦–૧–૦ |
| શ્રીમદ્ ભાગવત બારેસ્કંધ શ્રીમદ્ ભગવદ્ગીતા સહિત......... | ૭–૦–૦ | ૦–૧૦–૦ |
| વીદુરનીતિ સંસ્કૃત ............ | ૦– ૪–૦ | ૦–૦–૬ |

**કથા સરિત્સાગર**—છસોથી વધુ વાર્તાઓ નાટકો, કાવ્યો વિગેરેનો ૧૬૦૦ પૃષ્ટોનો મોટો સંગ્રહ-દર માસે ચોપાનિયાંના આકારમાં બાહાર પાડવામાં આવે છે. એવા ૧૬ ભાગમાં આખો ગ્રંથ પુરો કરવામાં આવશે હાલ નામ નોંધાવી તા૦ ૧ લી આગષ્ઠ સુધી પૈસા ભરનાર પાસથી રૂ ૪ લેવામાં આવશે